૩૫૩૯

૩૫૩૦

# ગોવરધનકૃત્યપદ ગરબી સંગ્રહ.



બનાવનાર

ગોવરધન સદારામ ભટ્ટ.

ભરૂડાળા



છપાવી પ્રસિદ્ધ કરનાર

ગોવરધન સદારામ ભટ્ટ.

તથા

બુકસેલર ત્રીભોવન રણછોડ ડાકોર

સંવત ૧૯૪૪



ગોખલા સરસ્વતી મહાતમ પ્રેસ કં. માં છાપ્યો.

કિંમત આઠ આના.

૩૫૩૦

# ગોવરધનકૃત્યપદ ગરબી સંગ્રહ.



બનાવનાર

ગોવરધન સદારામ ભટ્ટ.

અસુંદ્રાના



છપાવી પ્રસિદ્ધ કરનાર

ગોવરધન સદારામ ભટ્ટ.

તથા

બુકસેલર ત્રીભોવન રણછોડ ડાકોર

સંવત ૧૯૪૪



ગોધરા સરસ્વતી મહાત્મ પ્રેસ કું. માં છાપ્યો.

કિંમત આઠ આના.

# પ્રસ્તાવના.

બીજા સર્વે ભગવાન અવતારો કરતાં. શ્રીકૃષ્ણ ભગવાનનો અવતાર સર્વોત્તમ છે, અને તેથી તેમનાં કીર્તનો, પદ, ગરબીઓ, લાવણીઓ, ઠુમરીઓ. વિગેરે આખા જગતમાં જ્યાંને ત્યાં સ્ત્રી પુરૂષોને મોહોડે નિરંતર આપણે સાંભળીએ છીએ; તો પણ તેમની કાવ્ય કરવાને કવિઓને એ ગામાં મોટો વિષય છે. એવા શ્રીકૃષ્ણ પરમાત્માની દીનતાથી સ્તુતી રૂપી કાવ્ય કરી હરી ભક્તોને અને વૈષ્ણવ જનોની શેવામાં મૂકવાની મારી ઇચ્છા થઇ, તેમાં વળી મારા પરમપ્રિય મિત્ર. રાજેશ્રી. ભાઇશંકર પુરૂષોત્તમ ત્રવાડી. તથા રા. ભોગીલાલ બાપુજી ત્રવાડી. તથાં ભટ્ટ. લલ્લુ મનસુખરામ વિગેરે મિત્ર મંડળનો મને વારંવાર ભક્તિ રૂપી કાવ્યામૃત કરવા પ્રથમ થીજ ઉદ્દેશ હતો, અને તેઓ બાન્ધવોના અભીપ્રાય પ્રમાણે હું અનુંસ[illegible]

આ પુસ્તકમાં કદાપી કોઇ જગ્યાએ મારાજ અજ્ઞાન પણાથી ચુક હોયતો વાંચનાર વૈષ્ણવો મને માફ કરશો.

લસુંદ્રા, રામક્ષેત્ર } [illegible]
ગોવરધન સદારામ ભટ્ટ

# અર્પણ પત્રીકા

## મારા માન્યવંતા શેઠજી નરભેરામ આશારામ પટેલ

## અમલેશ્વર

આપ શ્રીમંતછો, અને શ્રીમંતના સર્વ ધર્મો જાણીને તેજ પ્રમાણે અનુસરો છો, તેથી આપની ખ્યાતી જગતમાં, ચંદ્રમાના કીરણોની પેઠે સુજનોના અંતઃકરણમાં હમેશને માટે પ્રકાશીત્ પણે વાસ કરી રહેલી છે. અનેક દુઃખી માણસો આપના આશ્રય તળે આવી સુખી થાય છે, તેમજ પોતાનાં દુઃખો નીવેદન કરવાથી તેનું દુઃખ ટાળવા આપની ઉદ્દાર વૃતીઓ અનુંકુળ થઇ તેને મદદ આપવા તત્પર થાય છે. વિદ્વાન કવીઓ વીગેરે ને પણ તન મન અને ધનથી આશ્રય આપવામાં મશહુર છો તેથી આપનો સુજશ વિક્રમ અને ભોજના સરખો આ દુનિઆમાં અચળ થશે

હું આપનો નોકર છતાં મારામાં આવાં પુસ્તક રચવાની શક્તિ જોઇ આપ અત્યંત સ્નેહ રાખો છો અને ઇશ્વર ઉપર પૂર્ણ ભાવ રાખી ભક્તિ માર્ગનાં પુસ્તકો રચાવા આપ ઈચ્છા ધરાવો છો તેમજ તેવા કામ માં ખંતીલા છો તેથી આ પુસ્તક હું આપને આદર સહીત અર્પણ કરૂછુ તે માન્ય પુર્વક સ્વીકારશો એવી ઉમેદ છે.

લસુંદ્રા રામક્ષેત્ર<br>જેષ્ટ કૃષ્ણ પક્ષ સપ્તમી<br>વાર રવી.

લી. શેવક ગોવરધન સદારામ<br>ભટ્ટ.

# ગોવરધન કૃત્ય પદ ગર

## બી સંગ્રહ

### લાવણી-૧

તમે ગયા મૂકીને મોહન મથુરાંમાં,
નવ ગમે મુજને ગોવિંદજી ઘરમાં;
તમે પ્રિત કરીને તરછોડી મેલી,
તે દુઃખથી આવે આંસુની હેલી;
મુજ મંદીર ખાવા ધાય ઓ શામળીઆ,
તમે નારી મૂકી નમેરા થયા;
કેમ રહેવાશે તે વિચારો મનમાં,
નવ ગમે મુજને ગોવિંદજી ઘરમાં. ૧

ના ગોઠે ઘરમાં રજની નવ જાય,
શ્રી કૃષ્ણ વિના તો પળ જુગ થાય;
સહુ ઉજડ સરખું ભાસે ગોકુળીઉં,
તમ વિના નાથજી તન થઉં દુઃખીઉં;
વિધ વિધના આવે વિચાર મુજ મનમાં,
નવ ગમે મૂજને ગોવિંદજી ઘરમાં. ૨

સહુ સખીઓ ભેળી થાય મંદીર મારે,
ત્યાં કરે વારતા કંથ તણી ભારે;
તે સુણી આંખથી ચાલે ચો ધારા,
વળી વિઠ્ઠલ કેરા વાગે ભણકારા;
હું બની આવરી ફરતી ગોકુળમાં,
નવ ગમે મુંજને ગોવિંદજી ઘરમાં. ૩

આ વાત કોણુને કહું મુજ દુઃખની,
સુકાયું તનને લાલી ગઈ મુજની;
નવ ભાવે મુજને ભોજન ભાણામાં,
નવ નિંદ્રા આવે સુતાં શૈયામાં;
મહા મદન તણા ઘા વાગે મુજ તનમાં,
નવ ગમે મૂજને ગોવિંદજી ઘરમાં ૪

મળજાને મોહન મન તલસે મારૂં,
નિશ્ચે જાશે આજીવ તમ સારૂં;
પ્રભુ પ્રિત થકી શું પાયા પ્રેમ પ્યાલા,
કેમ તરછોડીને ગયા નંદલાલા.
જાણે જોગણ થઇને જાઊં જંગલમાં,
નવ ગમે મૂજને ગોવિંદજી ઘરમાં. ૫
કહો ક્યાં સુધી હું કામ દુઃખ વેઠું,
નગ ગયે નાથજી કરમ પડયું હેઠું;
પરથમથી તમને સાચા પરમાણ્યા,
અઃ કામણગાળા કાન નતા જાણ્યા;
સંભારો તમે જે વચન આપ્યુ વનમાં,
નવ ગમે મુજને ગોવિંદજી ઘરમાં. ૬
આવા કપટી કાન મેં જાણ્યા હવે તમને,
મૂકીને મથુરાં ગાયા તમે હમને;
હવે કાળા સંગે કદી નહી જાઊં,
વંતાક મોગરી જાંબુ નહી ખાઊં;
કાળી હું કાંચળી નહીં પહેરૂ તનમાં,
નવ ગમે મુજને ગોવિંદજી ઘરમાં.
કાળાનો સંગ નહી કરૂં હવે હું તો,
ખાઈ સોગન શામળીઆ વાહ્યા તું તો;
સહુ કહે ગોપિ ગોકુળની શીર નામી,
વેહેલા વળજો ગોવરધનના સ્વામી;
મારા દોહલા દીવસ જાય બહુ દુખમાં,
નવ ગમે મુજને ગોવિંદજી ઘરમાં. ૮

## લાવણી ૨

હો નાથ માહરો હાથ કેમ ઝાલો છો,
શું વાંકા વાંકા વિઠલ કેમ ચાલો છો.——ટેક
મારે માથે મહીનું માટ ખોટી નહી થાઊં,
નહીં આપુ દધીનું દાણ સમ હું ખાઊં;

ાટે વિઠલ કહુંછું વાત વેગળા રહેજો,
ઈ કેહેવું હોય તે અળગા રહીને કે, જો;
 મે મનના માન્યા મેહન મંન માલો છો,
ું વાંકા વાંકા વિઠલ કેમ ચાલો છો. ૧
અણીયાળી તારી આંખ ભૃગુટી ભારી,
મોહીત કરે છે વૃજને વાંસળી તારી;
પણ હું નહીં તેવી સમજી લેજો વાલા,
નહી સરે અર્થ અહીં કાંઈ નંદના લાલા;
જેવા પોતે તેવા સહુને ભાલો છો,
ું વાંકા વાંકા વિઠલ કેમ ચાલો છો. ૨
ડૂકોને પાલવ ફાટે ચુંદડી મારી,
ટસે મહીનું માટ ઘેલા ગિરધારી;
ામળ આ મારો કર મરડાઇ જાશે,
નંદાશે બિલોરી છંદ જાન બહુ થાશે;
ગોરસ માટ પર હાથ ડાલો છો,
શું વાંકા વાંકા વીઠલ કેમ ચાલો છો;
ટૂટશે ચોળીની કશ વાગશે વાલા,
મરડાશે બાંવડી મારી નંદના લાલા;
તને નિર્લજને શીલાજ હુતો લાજુ છુ,
કોઇ દેખે દુરીજનલોક તેથી ડરૂ છું:
સ્વામી ગોવરધનના પ્રિતે ડેલો છો,
શુ વાંકા વાંકા વિઠલ કેમ ચાલો છો. ૪

## લાવણી ૩

ફીરતા કહે હો નાર વાત સાંભલજો,
આપીને દધીનું દાણ પછી પરવરજો. ટેક
બહુ દેખી તારાજેવી નાર ઠગારી,
આવી સમજાવા આંખે કાજળસારી
વળી ટિલકી કીધી ભાલ ગાલપર ટબકી,
ગલામે મોહનમાળ કાલી કંચુકી;
શ્રીકૃષ્ણકહે તું કહ્યું માહરું કરજે,

આપી દધીનું દાણ પછી પરવરજે. ૧
હું ફોડું તોડું હાર ગલાનો તારો,
જુમનાના ઘાટ પર દાવો દાંણનો મારો;
તે કારણ નારી મહી તારાં લૂટીશું,
આ રૂપ રંગને જોબનનો રસ લઈશું;
તે પછી રાધિકા કરવું હોયતે કરજે,
આપીને દધીનું દાણ પછી પરવરજે,
તારૂં મુખડું જોઇને મન હરખે છે મારૂં,
ઉભીરે છબીલી નારી માટ ઉતારૂ;
બેસોને શીતળ છાંય સંગ છે સારો,
મેળાપ થશે આ વનમાં તારો મારો;
શુભ શીખ આપે શ્રીકૃષ્ણ કાનપર ધરજે,
આપીને દધીનું દાણ પછી પરવરજે. ૩
ગુલાબી રંગનો સાળુ કસબી કોરે,
તુજ કટિ સિંહના સરખી ચિતડું ચોરે;
પાયે નેપુર ને ચોળી રંગ ઘેરી છે,
અણિયાળી તારી આંખ ઝાંઝી ઝેરી છે;
કહે ગોવરધનના નાથ વાત સાંભળજે,
આપીને દધીનું દાણ પછી પરવજે. ૪

## લાવણી ૪

એવું સુણી રીસથી બોલી બ્રીજની બાળા,
ગાલોને પાધરા મૂકી મનના ચાળા.
મારો જાય સાથ સહીયરનો મૂકી દેજો,
નવ કરો આળ અલબેલા પાંસરા રે, જો;
ફુટશે મહીનું માટ દધી વેરાશે,
મારી મોહન નવરંગ સાડી આ ભીંજાશે;
મને ડર લાગે દુરીજનનો કાનજી કાળા,
ચાલોને પાધરા મૂકી મનના ચાળા. ૧

જાણીને વાત આ નણદલ મારી નડશે,
સાસુની આગળ સાચાં જુઠાં કરશે;
મારી સાસુ દેશે ગાળ આળ ચઢાવે,
પરણ્યાને કહીને માર મુને ખવરાવે;
હું કહુછું એટલા માટે મોરલી વાળા,
ચાલોને પાધરા મૂકી મનના ચાળા. ૨
વળી જોર કર્યો જુગજીવન અહીં નવ ચાલે,
કરો છો ઢોંગ ધુત્યાનો કોઇ નવ આલે;
મેં જાણ્યું તારૂ જોર ઢોર ચારીને,
કાડયું છે મોટું નામ માશી મારીને;
ફરતા વનમાં તન ઓઢી કામળી કાળા,
ચાલોને પાધરા મૂકી મનના ચળા. ૩
શું સમજે રસ ગોરસનો લેવા કાના,
નાનડીઆ નંદના બેસો છાના માના;
હું સાંખી રહુંછું બોલી બાલક જાણી,
કો મળશે માથાની નાર કાનુડા દાણી;
કહે ગોવરધનના નાથ મોરલીવાળા,
ચાલોને પાધરા મૂકી મનના ચાળા ૪

## લાવણી ૫

મેં જાણી તારી વાત છબીલી નારી,
જાતુ છે ચોરીને દાણ બડી ધુતારી.——ટેક.
નણદલ જો દેશે ગાળ સાસુ લઢશેતો,
શું જાશે મારૂં હો નાર એમ કરશેતો;
ટૂટશે હાર હૈયાનો માટ નંદાશે,
તો કહેને કામણગાળી મને શું થાશે;
હું દાણ લીધા વિણ નહી જવા દઉ નારી,
જાવું છે ચોરીને દાણ બડી ધુતારી. ૧
મેણાંની દેનારી નારી દેખી,
ઓછીનું જાન આહીરની હમને પેખી;

છાકેલી છેલતું ભરેલ મદની માતી,
બોલે છે ચપળા બોલ નથી લજવાતી;
હું વાત જાણું છું સરવે અમળા તારી,
જાતું છે ચોરીને દાણ બડી ધુતારી. ૨
શું છેટે છેટે નારી કેમ નાસે છે,
આ નાનકડાને દેખી શું ત્રાશે છે;
કહે કૃષ્ન કામની આવ કષ્ટ તુજ કાપું,
જે મુખમાંથી માગે તે લાવી આપું;
અહીં બેસો રામા રંગ મચ્યો છે ભારી,
જાતું છે ચોરીને દાણ બડી ધુતારી. ૩
ાનાએ કામની જેમ તેમ સમજાવી,
ેતારી માટ ગોરસનું પાસ બોલાવી;
ળી મળી પ્રિતથી બેઠાં રંગ રમવાને,
ળી નાંખ્યો ગળા પર હાથ દંવી જમવાને;
હે ગોવરધનના નાથે રમાડી નારી,
જાતું છે ચોરીને દાણ બડી ધુતારી. ૪

## લાવણી ૬

રેકલ્પાંત બ્રિજ નારીરે કરેકલ્પાંત,
અમને મૂકી કેમ ગયા ગોકુળથી ગીરધારી,
દુખશું કહું હું સાહેલી રે દુઃખશું કહું હું સાહેલી,
ગયા શામળો તજી આંખમાં આંસુની હેલી. ૧
નાથ તમ વીશ્વાસે વળગી નાથ હું વીસવાસે વળગી
દગોકરી દામોદર મુજને કેમ કરો અળગી.
વિયોગી કેમ થાવ વહાલા વિયોગી.
તુજવિણ મુજને ગમેનહી ગોકુળમાં નંદલાલા. ૨
પ્રિતડી તમ સાથે કીધી પ્રિતડી તમસાથે,
તે માટે મોહન અપકીરતી મેં માથે લીધી.
હરિવિણ સઊ સુનુલાગેરે. હરીવીણુ
આવે હરદમયાદ પ્રભુના ભણકારા. ૩

વાટડી જોતી હું ઝાંખીરે વાટડી જોતી;
ના દેખું પ્રિતમને ઊંડો નીશાસો નાખો.
વાંક શો પડ્યો અંતરજામી રે વાંક શો.
ટળવળતી મૂકીને ગયા ગોરધનના સામી. ૧

## લાવણી ૭

છોડી કેમગયા પ્રાણપ્યારારેછોડી કેમ ગયા.
સ્નેહકરી પ્રથમથી પ્રિતમ દુર કરી દારા.
ઘટે નહી આવું ગીરધારીરે ઘટે નહી,
જળવીણ જેવું મચ્છ તેમ સહુ ટળવળતી નારી. ૧
ગાંડીથઇ ફરતા ગોકુળમાંરે ગાંડી થઇ,
કાંઇ નવ કરૂં હવે હું ગોવિંદજી ઘરમાં.
ગોઠે નહી માતતાત મેરીરે ગોઠે નહી માત,
સાસુનણંદ જેઠાણી પરણ્યો સરવ કર્યાં વેરી. ૨
ગાવા નહીજાઉ કદી ગરબેરે ગાવા નહી.
ગમે નહીં શણગાર આખડીના આંસુ શરમે.
હાસ્ય નહી કરૂ હવે હુતો હાસ્ય નહી કરૂ હવે,
ભુલી ભાન દેહતું કાળ જે વસ્યો કાનં તુતો. ૩
હોળી સળગાવી મુજ તનમાંરે હોળી,
વીયોગ દુખથી જીવવું જાણે વસતું જંગલમાં.
નથી મુજ કાળજડું હાથેરે નથી મુજ કાળજડું હાથે,
અરજ સુણી અબળાની આવો ગોરધન નાથ. ૪

## લાવણી ૮

(નાગર નટરે મીલ જાઓ મનમોહન પ્યારે. એ રાગ
ભુધર ભજરે ભુધર ભજરે, અંતે એ આવે સાથે. ટેક
આવૃથા જન્મ તુજ જાશે માથામાંગોથાં ખાશે,
પાછળ પસ્તાવો થાશે તું સમજરે તું સમજ. ૧
જુગજીવન નામ જપીશ, તો ભવ સાગરથી તરીશ,
તું જમ પુરથી ઉગરીશ. આયુષ્ધ સજરે. અંતેએ. ૨
તુમાન મુરખ મતમેલી. હરીવિણુ નહી કોઇએલી,

નથીસખી અને સાહેલી. શહસ્ત્ર અજ્જપરે. અંતેએ ૩
શ્રી કૃષ્ણ નામ તરવાનું, ગોવરધન કહેકરવાનું.
ઓશુ ગુરી મરવાનું. છે અધવચ રે છે. અતે, ૪

## લાવણી ૯

( રાગ ઉપર પ્રમાણે. )

પામર પ્રાણી પામર પ્રાણી માયાને મુકી દેને. ટેક.
આ જુઠી ખલકની બાજી, કેમ થયો જોઇને રાજી,
દખાડે શાસ્ત્રો ગાજી. વ્યાસની વાણી. માયાને. ૧
શીદ માગીલેછે માથે, જમપુરમાં જાવું હાથે,
નહી આવે દોલત સાથે કહુંશું, વખાણી. માયાને. ૨
લખ ચોરાશીમાં પડશે, ત્યાં અનેક સંકટ નડશે,
પોકારી દુખથી રડશે. પ્રાશ્ચિત જાણી. માયાને. ૩
તે ખુબ બનાયા ધામ, કરીને કુકર્મો કામ,
ગોવરધન ન જપ્યા રામ. પામર પ્રાણી. માયાને. ૪

## લાવણી ૧૦

હાથ ચક્ર ત્રીસુળ બીરાજે અલખ જગાડે. એરાગ
સોળ ચલી સાહેલી સંગમેં મથુરાંકે મારગ જાતી,
માટ ભર્યા મહીકા મસ્તક પર ગુમાનમેં મદકીમાતી. ટે.
બીંદ્રાબનમેં આઇ સખી સબ ભખુભાનકી દુલારી,
ગડિયારે ગીરધારી બનમેં રોકીઓ બ્રિજકી નારી;
ખડીરહે પ્રેમદા આજ દે દાણ હુમેરા આ સ્થાને,
નહી જાને દેઉ કોટી ઉપાયે વદા એમ શ્રી ભગવાને.
સુના બચન શ્રી કૃષ્ણ તણા જબ હુઇ નારી તનમેં તાતી.
માટ ભર્યા મહીકા મુસ્તકપર ગુમાનમેં મદકી માતી.
કહે ગોવાલન ગોવિંદકુ રહે દુર ખડા અબ ગોવાલા,
મેં જાની બાતો તેરી અબ આવે અચાનક નંદલાલા;
ગુમાન મતકર હમસે પ્યારા જાતીહું મહી બેચનકુ,
બિંદ્રાબનકે મારગમેં કયું રોકીહે મધ્યારનકું.
દેખેકો દુરીજન ઓકારણ મોહન મનમાં લજવાની. માટ. ૨

ચંદ્રાવલી દુજી નાર, માંહી કેતકી કુમાર.
પ્યારો માલતિ મોરાર. સુંનકે ધાયે
ચંદ્ર મુખા આઈ પાસ ચંદ્રવદની વિલાસ.
ચંદ્ર પ્રભાકે અવાસ. ચલે વાં જાવે.
મીલી એકઠીએ ઠામ. સબ રાધાકે મુકામ,
તરે તરેકા નામ. હમ ગુન ગાવે.
મીલી સાત પાંચ નાર. ગિદ્રા બનકી મોઝાર
વાંધ એક મોરાર. મનમા ધારે મોર મુગટ ૨
કંઠ બિચ ચંદન હાર બિચ બિચના શણગાર.
પાવે નેપુર નો ઝમકાર. ચલે ઠમક ઠમક.
કી ટીલડી કપાલ. પાની ગુલાબસે લાલ
ટપકા કીયા સુંદર ગાલ. આહા ચમક ચમંક.
આરના લેકર સુખડા જોતી બાલે પરોયાહે મોતી
દરશન કરકે દુખડા ખોતી. ક્યાહે ધમક ધમક
નાકે મોતનકી વાલી. પેહેરી અતલસકી ચોલી.
ચોલી તનપે સાડી કાલી. કેવા ચમક ચમક
બાજુ બાંધ્યા બેઉ હાથે. ચલી સાહેલી સંગાથ,
જ્યાં હી બેઠે નાથે કુવર કાલે. મોર મુગટ ૩
સારખી ખાગા ગોપાલ. બેઠે નંદાજીકા બાલ.
દેખો લાલનકો લાલ. બિંદ્રા બનમેં
માતા જશોદાકો. કાનયાદ લોકકો ભગવાન.
માંહી બચાતે તાન સાહેલનને.
ગહુ વનકી મોઝાર સબ કર રહે કીલકાર.
ગૌ અને ગીરધાર આનંદ તનમેં
કરી લીલા અપાર. જશો ગતિ કે કુમાર
દુષ્ટ આરી અવતાર આ દુનીઆમેં
લાગુ પાય હું મુરારી વ્રજનારને ખોવારી.
ગોવરધન બલ હારી. વાર વારે. મોર મુગટ. ૪

ગરબી ૧

મને એ ભાન કરી મને ગુલતાન કરી વાંસળી વગાડી પેલા બાલમાએ
મારી કંચુકી તોડી મારી મટુકી ફોડી ક્યાં ગયોરે પેલો કાનુડો-ટેક
જળ ભરવા હું ગઈતી જમુનાનાં પાળે ઉભો આવી
આંખ્યોને અણ સારે મુને દુર થકી બોલાવી, મારી
ઘેલી મુજને કરવા કાજે વાલે વેણુ વગાડી,
કોણ જાટે શીરીતે કાને ગોકુળની લગાડી. મારી ૨
નવ જાણું હુ એની આવો કાનો કામણ ગારો,
લટકો ભારે હાથ તણોછે આંખડલીનો ચાળો. મારી-૩
મુજને શુ બુરમી નાખીકે કામણ કેવુ કીધુ,
નવ સુઝે ઘર કામ સઘળુ ચીનડુ ચોરી લીધુ. મારી-૪
સુનું લાગે શામળીઆ વિણ દુખડાં કોને કહીએ,
ચીતમાં ચટક લાગ્યુ જાણે જદુવિર પાસે જઈએ. મારી-૫
જોઇ રૂપ રશીઆનુ એતી આનંદ હુતો પામી,
સુખ આશે જો મળશે મુજને ગોવરધનના સ્વામી મારી-૬

ગરબી ૨

મુકો પાલવડો મારોરે મુકો છેડલો મારો શીદને રોકોછો મુને મારગડે ટેક
જાદવજી સુડી આ રૂડી ચોળીની કસ તુટે,
છોડી દો મોહનજી મુજને મટકીનુ ગોરસ ફુટે. મુકો ૧
વાર થશે વિઠ્ઠલ આવેળા નણદી મારી નડશે.
સાચુ જુઠુ કરશે જઇને સાસુ મારી લડશે મુકો. ૨
જેઠ જાલમ મુજ ઉપર કરતો જેઠાણી પણ એવી
પરણ્યાની શી વાત કહુ દેરાણી શોકનાજેવી મુકો, ૩
દુરી જન દેખે દુર થકીતો વાત વીગતે કહાટે,
શરમાવુ પડશે શામળીઆ કહુંછુ એટલા માટે. મુકો ૪
નંજ વિનતા સહુ હેરાં કરતી લેછે પુઠ હમારી,
સાસુ કહે શી વાર આવડી જાણું વાત તમારી. મુકો ૫
મુકીદો મોહન આ વેળાં કહુંછું હું શીર નામી,
વળી મળીશું કોઈ દીવશે ગોવરધનના સ્વામી મુકો. ૬

ગરબી. ૩

કાનુડે વનમાં મુરીરે એની પેઠે કાનુડે વનમાં મુરી—એ રાગ.

આવજે આવજે આવજેરે આજ પ્રિતમ પરાણા આવજે,
સખા સંગાથે ન લાવજેરે આજ પ્રિતમ પરાણા આવજે ટે

સાસુ મારી મહીવર ગઈ છે રે,
ચાએવ્રા લાગ સંભાળજેર. આજ પ્રિતમ. ૧

વાટ જોઇશ હું વિહલ તમારી રે,
સમી સંધ્યાએ પરવારજે રે. આજ પ્રિતમ. ૨

શું કહું હું નટવર તમને રે,
મારા તનના તાપ બુઝાવજે રે. આજ પ્રિતમ. ૩

કામ પડે કાંઈ આડું આવીરે,
તો તો સંદેસો મુકાવજેરે. આજ પ્રિતમ. ૪

માનને કેરજે ગામ ઓવાળીરે,
શોધવાને મીશે પધારજે રે. આજ પ્રિતમ. ૫

સ્વામી ગોવરધનના કહું છું રે,
વાંસળીન સાથે લાવજે રે. આજ પ્રિતમ. ૬

## ગરબી. ૬

રાગ ઉપર પ્રમાણે.

લાગે કાનુડો પ્યારો સહીએરો મને લાગે કાનુડો પ્યારો.
નાકરૂં નેનથકી ન્યારો સહીએરો મને લાગે કાનુડો પ્યારો. ટે

કાલુ બોલી મને કેવો રીઝવતોરે,
કરે આંખ્યોનો અણસારો. સહીયરો. ૧

માથે મુગટ કટિ પેહેરે પિતાંબરરે,
ઘડી ઘડીનો રંગ ન્યારો. સહીયરો. ૨

જમનાના ઘાટપર જઈને જદુવિરરે,
રોકે છે પાણીનો આરો. સહીયરો. ૩

શી કહું શોભા નંદ કુવરનીરે,
ક્રોડોને કામણ ગારો. સહીયરો. ૪

વંદ્રાવનને મારગ જાતાંરે,
પકડે છે પાલવ મારો. સહીયરો. ૫

સ્વામી ગોવરધનનો એવોરે,
પ્રિતિ તણો પાળનારો. સહીયરો. ૬

## ગરબી ૭

રાગ ઉપર પરમાણે.

ઠીકછે ઠીકછે ઠીકછેરે વાલા મારે તમારે ઠીક છે,
પ્રાણથકી અધીક છે રે વાલા મારેતમારે ઠીક છે. ટેક
તમ વિણ સ્વામી સરવે સુનું રે,
પ્યારી તમારી પ્રિતછે રે, વાલા. ૧
વીઘન કરે કોઇ દુરીજન આવીરે,
પણ મુજ મનમાં ખ્યાન છેરે. વાલા. ૨
પળ એક પ્રિતમના વીસારૂં રે,
આપણું તો એકજ ચિત્ત છેરે. વાલા. ૩
શું કહું કાના આથી ઝાઝુરે,
તમ વિણ સરવે ધિક્કછેરે. વાલા ૪
જાણે જદુવિર ઉરમાં વશીયો રે,
જન્મથકી એવી રીત છેરે. વાલા ૫
ગોવરધનના નાથ એક અડચણ મોટીરે.
સાસુની ભારે બીકછે રે. વાલા ૬

## ગરબી ૮

રાગ ઉપર પ્રમાણે

વિઠલો મારે મન વશીયો સહીયરો પેલો વિઠલો મારે મન વશીઓ
કાળજે કોડામણો ઠશીયો સહીયરો પેલો વિઠલો મારે મન વશીઓ
હેત આણીને મને દુરથી બોલાવીરે,
ભાવે ભેટયો રંગ રશીઓ. સહીયરો. ૧
ઝેરી કટાક્ષ જેનો જગમાં ગવાયો રે,
તે કાનો કાળજે ડશીઓ. સહીયરો. ૨
દુરથકી મને આવતી જાણીરે,
ધરણિ પતિસામો ધશીઓ. સહીયરો. ૩

હાથ ઝાલી મને હઇડે ચાંપીરે,
હેતે હડીલો હશીઓ. સહીયરો ૪
પ્રિત થકી વહાલે રાસ રમાડીરે,
સેજ થકી કેમ ખશીઓ. સહીયરો.
ગોવરધનના નાથને નામું રે,
મળજો હરીવર જશીઓ. સહીયરો. ૬

## ગરબી ૯

અલબેલાજી પ્રાણુ આધારરે તમપર વારીરે. એ રાગ.

આજ ગઇતી હું ભરવા નિરરે જમુનાં તિરે રે,
મને ઘેરી ગલીની માંહ બળભદ્ર વિરેરે. ૧
મને ઝાલી ફાલી ઝકઝોળરે નંદને છૈયેરે,
આવાં દેઠે દવાસો દુખ ક્યાં જઇ રહીયેરે. ૨
ફેંટો મકુટનો તાડનો લાર ગળાનો મારોરે,
ફાટી ચાળુંની કસની કોર રે કોકે આરે રે.
વાલે વગાડી વાંશળી આજરે મેલી હાથીરે,
મને મારીને મોહનાં બાણુ વશ કરી દીધીરે. ૩
સખી જોને સલુણો સ્યામરે છેલ સોહાગીરે,
મને રેલીકે રંગની માંય બંગડી ભાગીરે. ૫
ખેલે ખાંતીલો વનની માંયરે સખા સંગાથેરે,
જોયો ગોવરધનનો નાથ વાંશળી હાથેરે. ૬

## ગરબી ૧૦

રાગ ઉપર પ્રમાણે.

જોઇ જોયા મેં જમુનાં તિરરે જદુવિર જાતારે,
અતિ આનંદથી અલબેલ બંસરી બજાતારે. ૧
હતો સંગે ગોવાળાનો સાથરે ગૌધેન ચારેરે,
ખેલે નટવર નાનકીઆંની સાથ કાળંદીને આરેરે. ૨
પેહેર્યો મોતીની સુરવાળરે મુગટ માથેરે,
બાજુબંધ ગળે ગુંજાના હાર મોરલી હાથેરે.
[illegible] ખભે કસુંબલ ખેસરે શોભા વાગોરે,

મને પ્યારો લાગે ઘનશ્યામ કામણ ગાળોરે. ૪
બાંધે આંગોછે મસ્તકપર રે સરસ સોનેરીરે,
એનું રૂપ દેખીને મન મોહી બિરાજેરે. ૫
મને આભુષણે સુખડું અપારરે રાસ રમાડીરે,
કહે ગોવરધનના નાથ શાંતિ પમાડીરે. ૬

## ગરબી ૧૧

આવો આવો શીવ શંકર ભોળા. ભૈરાગ.
જોયા જોયા જદુવિર મેં તમને
દયા થકી દુર કર્યા હમને
જોયા જોયા જદુવિર મેં તમને. ટેક.
મુકી ટળવળતી સહુ નારી,
ગયા મન મોહન વીસારી,
ગમી કેમ કુબજા ધુતારી. જોયા. ૧
નિકુર કેમ વચન વદી વાળ્યા,
જાણું છું જે જદુવિર છો ડાહ્યા,
કરી વનતી પરથમ પસ્તાવ્યાં. જોયા. ૨
હરી વિણ હાસ્ય નથી ગમતું,
રહે મન મોહન શું રમતું,
નથી દુઃખ અંગ થકી શમતું. જોયા. ૩
આ દુખડાંની વાત કહાં કહીએ,
કહો કોને આશરે જઇ રહીએ,
ગોકુળમાંતો ઘેલાં કહેવાઇએ. જોયા. ૪
કરૂં પ્રભુ સમરણ હું તારૂં,
હરી એક પળના વિસારૂં,
જારો ચિત્ત ફૂટશીને મારૂં જોયા. ૫
પ્રભુ શું કહું ગરૂડ ગામી,
કરૂં વિનતિ હું શીરનામી,
વહેલા આવો ગોવરધનનાસ્વામી. જોયા. ૬

રાગ ઉપર પ્રમાણે.

પ્રભુ કેમ પ્રિતલડી તોડી,
કાની સંગે જઇ જુગતિ જોડી.
પ્રભુ કેમ પ્રિતલડી તોડી. ટેક.
માબાપ તો વેરી થયાં મારાં,
શોધ્યાં હરી ચરણ મેં તમારાં,
હવે શા થકી થયાં નઠારાં. પ્રભુ. ૧
સાસુ મારી મેણાં બહુ દે છે,
નણદીતો મને વચન કે, છે,
પરણ્યો મને દુઃખબહુ દે છે. પ્રભુ. ૨
મોહન તમ થકી હુગાંડી,
કહે વૃજવાશી સહુ ગાંડી,
જોઇ મારે પતિએ મને છાંડી. પ્રભુ. ૩
ગમે નવ ગોવિંદજી ઘરમાં,
નથી ચીત્ત મારૂં હવે ઘરમાં
વસુ જાણે વિઠલ હું વનમાં. પ્રભુ.
ગમે શણગાર નહી સજવા,
ઊંચા અંમર નહી આરોપવા,
ધરી માળ બેઠી પ્રભુ ભજવા. પ્રભુ. ૫
શરીર મારૂ સુકાઇ જાશે,
બળે જીવ જીવણ ઉદાસે,
મળે પ્રભુ ગોવરધનના સુખ થાશે.

રાગ ઉપર પ્રમાણે.

હરિ કેમ હેત ગયા ભૂલી.
સારથી રહ્યા કુબજા શું ફુલી,
હરિ કેમ હેત ગયા ભુલી. ટેક.
વનમાંતો વાંશળી કોણ વાશે,
દધીનાં દાણી કોણ થાશે,
ગોપીતણાં માંખણ કોણ ખાશે. હરિ ૧

ગાવડલી ચારવા વન જાતા,
સખા સંગે જમુનાંમાં નાતા,
મુખે પ્રભુ મોરલીમાં ગાતા, હરિ. ૨
સુણી રાગ ઝિનડાંનો ચળતાં,
જઈ જઈ મધુવનમાં મળતાં,
શાથી થયાં નાથ હવે નરતાં. હરિ. ૩
વિયોગનું દુઃખ ન વેઠાયે.
પળ એક જુગ સમી થાયે.
સુતાં મારી રજની નવ જાયે. હરિ. ૪
કાળુડે તો કપટ કયું હમને,
જાઓ જાઓ શું કહીએ તમને,
દિલાસા જુઠા દીધા હમને. હરિ. ૫
વિસારી નારી ગયો વાલો,
કુબજાશું મોહ્યો નંદ લાલો,
સ્વામી ગોવરધનનો રૂપાળો. હરિ.

## ગરબી ૧૪

રાગ ઉપર પ્રમાણે.

આવો મારા મન ગમતા માવા,
રાંધી ખીર રોટલીઓ ખાવા.
આવો મારા મન ગમતા માવા. ટેક.
પ્રિતડલી પુરી કરો હમશું.
બેગાં બેશી ભોજનીઆં જમશું,
લજ્જા તજી હરિસંગે રમશું. આવો. ૧
સાસુ આજ ઘેર નથી મારી,
વાલા હું તો વાટ જોઉં તારી,
વહેલા વાજો ગોવિંદ ગીરધારી. આવો. ૨
તનશું હું તો જીવન તમ માટે,
કીધી પ્રિત પ્રિતમ શીર સાટે,
મળ્યા જ્યારે જમનાંને ઘાટે, આવો. ૩

લાગો મુને પ્રાણ સમા પ્યારા,
કરૂં નહીં તો થશે ન્યારા,
જીવણ વસો અંતરમાં મારા. આવો. ૪
જોયા મેં તો જદુવિરને જ્યારે,
લાગીતન તાલા વેલી ત્યારે,
નથી હરિ વિણ બીજુ મારે. આવો. ૫
સોંપ્યું તન અપણ મેં વાલા,
જોયા જુગજીવન નંદલાલા.
ગોવરધનના સ્વામી કૃપાલા. આવો. ૬

## ગરબી ૧૫

ગીરધારીરે વાલમ વાત વીચારો. મન મોહન આંખન મારો એરાગ

મન મોહનરે મૂકો મારગ માવા
કેમ રોકો જુમનાં જવા, ટેક.
રશીયાજીરે પ્રિત તમારી જાણી,
મારી ભાગશે હટીની હાણી.
કહું વિઠલરે રહેજે અમથી અળગો,
શીદ વાટે જતાં વળગ્યો.

## ઝુલ

નવ પાલવડો મુજ તાણોરે, જુગતીની રીતી નવ જાણોરે,
હું જાણું જદુવિર શાંણોરે.

કહુ કેશવરે મુકો કાચા દાવા.
કેમ રોકો જુમનાં જાવા.
નહી આપુંરે દાણ દધીનું આજે
નથી લાજી તારે કાજે.
મૂકો પાલવરે ફાટે ચુંદડી મારી
હું સમજી વાતો તારી

## ઝુલ.

મૂકો મહી માટે રોળાશે, મારી ચીર ચુંદડી ભીંજાશેરે

હરી હાંણું હસ્તાં થાશેરે
પ્રભુ હમશુંરે ફંદ કરો કેમઆવા.
કેમ રોકો જુમનાં જાવા. ૨
હરિ જાયછેરે સાથ સહીયરનો મારો
મેં જાણ્યો તુને ધુતારો.
નહીં સરશેરે અર્થ હરિવર હમશું,
કહુંછું મોહન સાચુ તમશું.

## ઝુલ.

નવ કરો નયનનો ચાળો રે, હમો દઇશું જદુવિર ગાળોરે,
લજવાશો કામણુ ગાળા રે.
શામળીઆરે શીખ કહુ સમજાવા.
કેમ રોકો જુમનાં જાવા. ૩
નવ નાખોરે છાતિએ હાથ હઠીલા,
કહું વચન તો પડશો વીલા.
મુખ પલકેરે ચુંબન કરવા કાજે,
એવી વાત જવાચો આજે.

## ઝુલ.

મૂકો હાર હૈયેથી દુટેરે, મારી ચોળીની કસ વછુટેરે,
વળી મહીનું ગોરસ ફુટેરે.
ગોરધનનારે સ્વામી બનો કેમ આવા,
કેમ રોકો જુમનાં જાવા.

## ગરબી ૧૬

રાગ ઉપર પ્રમાણે.

મેં જાણીરે જીવણુ તારી પ્રિતી,
નવ સમજો સ્નેહની રીતી.
વનમાળીરે વનમા વાત જે કીધી,
મારી સાસુએ સમજી લીધી.
વળી નણદીરે કાનો કહી બોલાવે,

મને મેંણાં કઇને ખીજાવે.

## ઝુલં.

મારો પરણ્યો મને દુખદેછેરે, વળી વચન વીલોકીક કહેછેરે,
તેથી અંતર બળતું રેછેરે.
પણ તેંડીરે નથી પ્રિતમ તુજ પ્રિતી.
નવ સમજો સ્નેહના રીતી. ૧
શામળીઆરે હાક મને શીદ મારો
ના સાન કરી સમજાવો.
સહુ જાણેરે વાતો તારી મારી.
કહે કેમ આવે ગીરધારી.

## ઝુલ.

કહે કેમ શામળીઓ આવેરે, વળી શીત કરી બોલાવેરે,
કદી સાન થકી સમજાવેરે.
માટે કહુછુરે મોહન મારી વીતી. નવ. ૨
કહે સાસુરે વહુજી રેહેજો ઢંગે,
કેમ જાઓ શામળીઆ સંગે.
વહુ કાલેરે વાર લાગી કેમ વાટે,
મળ્યો મોહન જમુનાં ઘાટે.
શાણે ચુડી નંદાઇ તારીરે, કેમ તુટી કંચુકી નારીરે,
વાત જાણુંછું સારી નઠારીરે.
તમે જોડીરે પાતળીઆશુ પ્રિતી,
નવ સમજો સ્નેહની રીતી. ૩
માટે મોહનરે આવવું નહીં ઘર મારે,
હું આવીશ જમુનાં આરે,
એથી સુખ દુખરે વાત કરીશું વનમાં,
કો નવજાણે જન ગોકુળમાં.
નથી જુદી હું તમથી પ્યારારે, નવ રહેશો મુજથી ન્યારા રે,
બાઇજી પ્રાણ જીવન તમો મારારે.
કહે ગોરધનરે કોયકી હું નવ બીતી

ગતી ક્યાંથી ગોવાળને મહી માંખણુના ચોર. સમજી. ૭
જુડું બોલીને જગ જીતતારે ફરતા નારીની સાથ,
હાંડી નથી હરી આબરૂ ગોવરધનના નાથ. સમજી. ૮

## ગરબી. ૨૦

રાગ ઉપર પ્રમાણે.

સાંભળ નારી સલક્ષણીરે જાણું કુળની હું રીત,
છાશ વેચીને છત માંડવી જાવું મથુરાં નીત. સાંભળ. ૧
ઓાછીતું જાત આહીરનીરે કેતાં ચડશે બહુ રીસ,
ભુડીતું જાત ભરવાડની તારાં મહીડાં હું પીશ. સાંભળ. ૨
જોર જબરથી લઈશુંરે નારી દહીનાં તો દાણુ,
આપ્યાવીના નથી છુટકો કહું સાચેરી વાણુ. સાંભળ. ૩
નહીંતો બેસો નારી આ સ્થળેરે આસોપાલવનીહેઠ,
આવ ઉતારૂ તારી માટલી પછી પહોંચાડું ઠેઠ. સાંભળ. ૪
છાંયો શીતળ તરૂવરતણોરે રૂડો મધુવન માંય,
વાત વિનોદની કીજીએ વાધે ઉમગ જ્યાંય. સાંભળ ૫
મોહ્યો હું તુજથી માનનીરે જોઇ સુંદીર રૂપ,
ઘાયલ કરે તારી આંખડી નારી પૃથ્વિનો ભૂપ. સાંભળ ૬
વચનથકી વિહવલ કરે તાણ્યા ત્રીકમે પ્રાણુ,
મોહીત થઈછું માનની વાગ્યા વિરહ બાણુ. સાંભળ. ૭
હળી મળી ઘણુ હેતગારે લીધી તાળી ત્યાં હાથ,
ભાવે ભેટી જઇ કામની ગોવરધનનો નાથ. સાંભળ. ૮

## ગરબી ૨૧

આસો માસો સરદ પુનમની રાતજો. એરાગ.
રશીઆજી રિસાઇને મથુરાં કેમ ગયા,
ટળવળતી કેમ મૂકી ગોકુળ નારજો,
મન ગમતા મોહન મુજને નવ ગમે,
શાવાંકે વીસારી નંદ કુમારજો. રશીયા. ૧
મેડીને મંદીર બળી સુનાં માળીયાં,

લાગે ભયંકર ગોકુળીઉં સહુ ગાંમજો,
પીટકારી સરખી તમ વીણ કરતી ફરૂં;
નવ સોહે મને પ્રીતમ ઘરનું કામ જો. રશીયા ૨
શો વિઠલ વાંક હમારો ભાળીયો,
કે ચૂકી કંઇ કરતાં હરીની શેવ જો,
શું દુભ્યા મેં દામોદરને દોષથી;
તજી ગયા શે કારેણુ દયાળુ દેવ જો. રશીયા ૩
માત પિતા વેરી થઇ મુજને દમે,
પરણ્યો લાગે પ્રિતમ કડવો ઝેર જો;
સાસુડીતો સ્વપ્નામાં નવ ભાવતી,
શાથી કીધો કાના અમથી કેરજો. રશીયાજી ૪
શાં સ્વામી પૂર્વે પાપ કીધાં હશે,
શાથી થયો વહાલાનો વિયોગ જો;
વિધાત્રા ચુકી શું લખતાં લેખને
કેમ મળ્યા આ ભામનીઓના ભોગ જો. રશીયાજી. ૫
ત્રીકમજી તમ વિણ આ તનડું બળે,
ભીતર લાગે વિયોગ રૂપી લાય જો;
સ્વામી મુજને ગોવરધનના જો મળે,
તો તો મારા તનમાં શીતળ થા જો. રશીયાજી. ૬

ગરબી ૨૨

રાગ ઉપર પ્રમાણે.

મન ગમતા મોહન મુરલી વાળીઆ,
વહાલા તમ વીણ મંદીર ખાવા ધાય જો;
ગોરડે ના શણગાર કરી સજવા બસા,
તમ વિયોગે તનડું વ્યાકુળ થાય જો. મન. ૧
ગાંડી ઘેલી થઇને હું ગોકુળ ફરૂં,
ગમે નહી વળી સહીયરોનો સાથ જો;
કંકુને કાજળ કદીએ કરતું નહીં,
નહીં પલંગે પોઢું મારા નાથ જો. મન ગમ. ૨

અંગ વીશે હું ઝીણાં અંબર નવ સજુ,
રાત દીવસ મને ત્રીકમજીશું તાન જો;
આયનામાં તો મુખડું નવ જોવુંકદી,
ભૂલી મોહન વીના તનનું ભાન જો. મનગમ. ૩
ધરવા નહી કદી હાર ગળે ગુલાબના,
સ્નાન સમે નવ ચોળું અંગે ફુલેલ જો;
ઉના જળથી સ્નાન કદી કરવું નહીં,
નવ ધાલુ માથામાં અત્તર તેલ જો. મનગમ. ૪
શામળીઆ મેં તમ વીણુ વ્રત એ આદર્યો,
જમવું મારે દીવસમાં એક વાર જો;
અવર પુરશ શું હેત થકી બોલું નહીં,
દીવસે નવ સુવું જુગ દાધાર જો. મનગમતા. ૫
કાયા મારી છેક થઇ છે દુબળી,
ગયા જ્યારથી છોડી અમારો સાથ જો;
તનમાં જ્વાળા પ્રગટી તમ વિયોગની,
થાઉ સુખી મળે ગોવરધનનો નાથ જો. મનગમ. ૬

## ગરબી ૨૩

રાગ ઉપર પ્રમાણે.

શામળીઆ શીદ દગો અમશું કર્યો,
વચન આપીને વાહી વિનતા છેક જો;
કેમ મટે એ કાન કુંવર કોડામણા,
ઝુરી ઝુરી મરશે નાર અનેક જો. શામળી. ૧
પ્રથમથી પાયા પ્રેમ પ્યાલા ભલા,
ઉછેર્યો રાખીને હરીએ પાસ જો;
પ્રિતલડી તોડીને પ્રભુ કેમ પરવર્યા,
અંતે કીધાં અવિનાશી નીરાશ જો. શામળીઆ. ૨
ઉછેરી નાંખ્યાંરે ઊંડા કુપમાં,
કોણ સુણે અહીં અમારા અદાપ જો;
ટળવળ કરતાં દોહીલા દહાડા કેમ જશે,

કીયા જનમનાં પુરણ મળીયાં પાંપજો. શામળીઆ. ૩
જળ વીનાનુ મચ્છ શીપેરે જીવશે,
પળ એક ઝુરી કરશે તનનો ત્યાગજો;
એજ ગતિ જીવણ મારી જાણજો,
જાણે થાઉ જોગણ લઉ વૈરાગજો. શામળીઆ. ૪
ભણકારા લાગેછે મુજ ભરથારના,
સ્વપ્નાં આવે શામળીઆનાં રાતજો;
ચાલે આંખથકી ચોધારા તે ઘડી,
કોને કહીએ દુખડાં કેરી વાતજો. શામળીઆ. ૫
ભોજન નવ ભાવે મુજને ભાણા તણું
ઝુદીએ સાલે કૃષ્ણ તણો વિયોગજો;
ગોવરધનના નાથ પધારો આ પળે,
વિયોગ ટાળી કરજો સુખ સંયોગજો. શામળીઆ. ૬

## ગરબી ૨૪.

રાગ ઉપર પ્રમાણે.

મન ગમતા મંદીર પધારો માહરે,
રજની વેળા આવે રમવા રાજ જો;
વાટ જોઇ હું બેશીશ મારે માળીએ,
દાશી પર કરી મેહેર સુધારો કાજ જો. મનગમ-૧
છતર પલંગ બીછાવું પ્રભુને પોઢવા,
છંટાવું અતરને પાકાં તેલજો;
ચાદરો ભરાવું રૂડા ફુલની,
જાય જુઇને ચંપો ચંદન વેલજો. મનગમ. ૨
પ્રગટાવું દીપક તો ચો મુખા ઘણા,
લાંપાવું સદન કરું રંગના રેલ જો;
અગર બતી સળગાવી ખોસુ ખાટલે,
જુગતી જાણી પધારોને છેલ જો. મન. ૩
સંધ્યાકાળે સ્વામી આવો એકલા,
જો જો લાવો સખા કોને સંગ જો;

અલબેલા એકાંતે મળવું આપણે,
નહીં તો થાશે રંગતણો સહુ ભંગ જો. મન. ૪
બહુ દીવસથી ઇચ્છા મારી એટલી,
સ્વામીને તેડાવી રમવું રાત જો;
શીઘ્ર મનોરથ કરજો મારો શામળા,
અબળાની અંતરમાં સુણજો વાત જો. મન. ૫
વાયદારે પ્રમાણે મળવા પ્રભુ ગયા,
પુરણ કીધાં પ્યારી જાણી કામ જો;
હેત થકી બેઉ રમીઆં જમીયાં સાથમાં,
પ્રભાતે ચાલ્યા ગોવર ધનના સ્વામ જો. મન. ૬

## ગરબી. ૨૫

કાનુડા માઝમરાત મોરલી મેં રે સુણી. એ રાગ.
કાનુડે મોરલી બજાઈ મારે મંદીરીએ. ટેક.
સુણ હો બેનીરે એરે મોરલીએ ગયાં ચીતડાં વિધાઈ
કાનુંડે મોરલી બજાઇ મારે મંદીરીએ.
વાલાની મોરલીના શબ્દ લાગે મુને મીઠા,
સ્વપ્નાં તરે નવ દીઠા, સુખદાઈ. કાનુંડે. ૧
મોહનની મોરલીએ જઇને ચોટયું ચીતડું મારૂ,
શી પેરે બેની વીસારૂ, એ વધાઈ. કાનુંડે. ૨
પ્રિતમજી પરવરતાં બેની પુંઠળથી મેં ભાળ્યો,
કરમાં મોરલી કાનો કાળો, સાંભળ બાઇ. કાનુડે. ૩
બસંલી બજાઇ કરી ઘેલાં ગયો નંદલાલો,
ક્યાં મળશે એ ગોવાળો, વહયો વાઇ. કાનુડે. ૪
કામણ ગાળાનો ચટકો તે લટકો લાગે મુજને,
શું કહું સાહેલી એ તુજને, ગુણ ગાઇ. કાનુડે. ૫
ગોવરધનનો સ્વામી જોઇ આનંદ વાધ્યો તનમાં,
જાણે જાઉ બેની વનમાં, બેટું ધાઈ. કાનુંડે. ૬

## ગરબી. ૨૬

રાગ ઉપર પ્રમાણે

મળીઆ મોહન આજ મને મારગડે.
૨૬ સાહેલીરે જુમનાંની તીરે ઉભા મન ગમતા મહારાજ,
મળીઆ મોહન આજ મને મારગડે.
બળીભદ્રવિરે એની કરમાં મોરલી ધારી,
કોટીક વાર બલહારી, સુખ સાજ. મળીઆ. ૧
લજ્જા છોડીને જાણે હરીવરને વળગુ,
નથી રેહેવાતુ એથી અળગુ, અતે દાઝ. મળીઆ. ૨
જાણે નટવરની વાંસે વનમાં હું તો ફરૂ,
પ્રિતમને પ્યારો કરૂં, છોડી લાજ. મળીઆ. ૩
વાલાનું મોળીડું દેખી મનડું મારૂં હાસે,
એ વિણ કાંઈએ ના દીસે, સુકર્યું કાજ. મળીઆ ૪
જો નવ થાતાં મને વહાલાનો દરશન,
તો તો તલસે છે મારૂ તન, આવું વાજ. મળીઆ. ૫
ગોવરધનના સ્વામી મને સંતોશી સુખ આપો,
કામ તણું દુખ કાપો; મહારાજ. મળીઆ. ૬

## ગરબી. ૨૭

૨૭ મારી હેલી જઈએ વેલા વેલી, ધીરજ નથી ખમાતીરે–એ રાગ
ચાલો સહીએરો ન્દુવિર જોવા, જુમનાંજીને તિરરે,
વેણુ વગાડી મોહ લગાડી, ઉભા સ્યામ શરીર રે. ૧
ગૌ ચારે ગોવાળાની સંગે, જુધરજી મન ભાવે રે,
કેશરી વાગા ધરી કેશરીઓ, વંદ્રાવનમાં આવે રે–૨
મોર મુગટ શીર ઉપર ધાર્યો, ગળે ગુલાબના હાર રે,
પ્યારો લાગે મને પ્રાણથી પ્રિતમ, નંદાજીનો બાળ રે–૩
ભાગ્ય જો ફળશે ને જીવણ મળશે, ચાલો વનની માંય રે,
ધીરજ નથી ખમાતી એની ચીતડું ચોટયું ત્યાંય રે–૪
તાલાવેલી મારા તનમાં લાગી, જીવણ જોવા કાજરે,
લાજમેં ત્યાગી લોકડીઆંની, મનમાં ઇચ્છું મહારાજરે–૫
કાંન ગોવાળાને ખોળી કાઢી, ભેટુ આનંદ ભેરરે,
રંગ થશે રશીયાને રીઝવવા, તેડી લાવું ઘેરરે–૬
મન ગમતાં સુખ માણું એની, રશીઆ સંગે રાતરે,

પ્રેમથકી પ્રભુ પાયે પડીને, કહીશું દીલની વાતરે—૭
મેહેર કરી પ્રેભુ મંદીર પધારો, પોઢીશું બેઉ સાથરે.
મન ગમતાં સુખ માંણું સંગે, ગોવરધનના નાથ રે—૮

## ગરબી. ૨૮

તમે મેરા આવોરે કહું એક વાતલડી. એ રાગ
મન ગમતા મોહનરે આવો મારે મંદીરીયે.
વાલે કેમ વીસારીરે મુકી મને ભરદરીયે,
નહોતી જાણુતી આવુંરે, વીઠલ કેમ વહી ગયા,
કરી કુબજા માનીતીરે, નમેરા નાથ થયા. ૨
જાઓ જાઓ જીવણુ રે, શું કહીએ છાનું,
અમો અબળા નારીરે, હરી કહેતાં લાજુ. ૩
અમે વિશ્વાસે વળગ્યાંરે, પ્રિતમ તુજ પાલવડે,
કેમ કીધાં અળગાંરે, બજાડી બાંવડલે. ૪
કામનુ દુખ મુજનેરે, હરી રૂદીયે સાલે,
અકળાઉ છું તેથીરે, વીસારી નંદલાલે. ૫
નથી ગમતુ ગોકુળકેરે હરીવીણુ એક ઘડી,
કહું ગોરધનના સ્વામીરે, મરછું રડી રડી. ૬

## ગરબી ૨૯

રાગ ઉપર પ્રમાણે.

પાનગીઆ પ્રિતમરે, કરી કેમ પન્થમથી,
ઊંડે કુપ ઉતારીરે, કાપી દોર અધવચથી. ૧
અલબેલા આવુરે, ઘટે નહી ગીરધારી,
પડયા વાયદા જુઠારે, કીધી કુબજાનારી. ૨
ગળ્યું નનડું મારૂરે, થઈ દુબળી કાયા,
નથી ભાવતું ભોજનરે, ઉતારી હરી માયા ૩
નિંદ્રાતો નવ આવેરે, સુનાં હરી સેજડીએ,
વળી સાથ શિયરનોરે, ગમે નહીં કે ઘડીએ. ૪
સંસારની આશારે, જુઠી મેં તો જાણીછે,
પ્રિતમની પ્રિતીરે, મેં સાચી પ્રમાણી છે. ૫

મારે જે જે ભુલીરે, જશો ગરબા ગામી,
હું છું દાસી તમારીરે ગોરધનના સ્વામી ૬

## ગરબી. ૩૦

લાવો લાવો કટકો કાગળ લખીએ હરીનેરે. એ રાગ.

જાઓ જાઓ છબીલા છેલ મુકો મુજનેરે,
રોકો મારગમાં કેમ માવ કહુંછું તુજનેરે. ૧
કાના આરી તમારી ટેવ વેગળા રહેજોરે,
કાંઇ કહેવું હોયતો નાથ મુખે કેહેજોરે. ૨
કરે આંખ્યોનો અણુસાર વાતો જાણીરે,
કહેને કોણે થાપ્યો છે આંય તુજને દાણીરે. ૩
રહે રશીઆ અહીંથી દુર જાણ્યો ચાળોરે,
નહીંતો ખાશો છબીલા છેલ મુખની ગાળોરે ૪
જમવા માંખણ આવ્યો આજ કાં ( ગીરધારી રે,
પણ આપું નહીં પણી છાશ ગોકુળની હું નારી રે.
દેછું શીખામણ હું શામ પાંશરા ચાલો રે,
કહું ગોવરધનના નાથ પાલવના ઝાલોરે. ૬

## ગરબી ૩૧

રાગ ઉપર પ્રમાણે.

મુકો મુકોને મોહનલાલ મટુકી મારી રે,
તારૂ ચીતડું થયું છે ચોર કુંજ બીહારી રે.
છોડો છોડો મારો નંદલાલ પાલવ ફાટે રે,
થાશે ઝગડા જુમનાં તીર મથુરાં વાટે રે. ૨
હરિ હઇરે ન નાખો હાથ ચોળી મારી ફુટે રે,
વળી ભાંજશે નવરંગચીર ગોરસ ફુટેરે. ૩
તને નિર્લજને શીલાજ હુતો લાજુ રે,
મોટી સાસુ તણી છે બાક મનમાં દાઝુ રે. ૪
મારે જાય છે સહીયરો નાથ જાવાદયોને રે,
મુકી મારગ મોહન આજ વેગળા રહોને રે.

હાવ ભાવ લીલાની ગરજ રાસ રમાડો રે,
કહું ગોવરધનના નાથ ખાંત પમાડો રે. ૬

## ગરબી ૩૨

સાંભળને તું સજની મારી રજની ક્યાં રમીઆવીજી—એ રાગ

નંદ તણે દરબારે આવી વ્રજ વિનતા કહે વાતજી,
લાડક વાયો કેમ કયો તન ક્યાં જઈ વશીએ માત. કુવરને વારોજી. ૧
એક કહે આજ અલબેલો મુજ મંદીરમાં જઇ પેઠોજી,
આવતી મુજને જાણી જ્યારે તુરત છબીલો નાઠોઠો. કુવર—૨
બીજી કહે શું કહું જસોદાજી કાન તણા ગુણ કેવાજી,
મંદીર મારૂ સુનું દેખી પેઠો માખણ લેવા. કુંવરને—૩
શીંકેથી ગોરસ ઉતારી મુક્યું વચ્ચે લ્હાણીજી,
મહીડુ ઢોળ્યું ગોરસ ફોડયું કાણી કીધી દાણી. કુંવરને. ૪
ત્રીજી કહે શું કહું ત્રીકમ ગત મુજ મંદીએ આવેજી,
સુનું ઘર ઉઘાડી વાલો માંકડલાં બોલાવે. કુંવરને. ૫
દાણા વેરે ઘરની મધ્યે માટલાં મહીનાં ફોડેજી,
ગાયો કેરાં વાછરડાં ધવરાવા વાલો છોડે. કુંવરને ૬
સખા સહુને ઘરમા ઘાલી ગાય છે તાળી લેતાજી,
છાનું માનું સરવે મારૂ કાડી સહુને દેતા. કુંવરને ૭
હાર્યાં અમે સહુ કાનકુંવરથી ઝાઝું જશોદા શું કહીએજી,
ગોવરધનના નાથના ડરથી ક્યાં જઈ વાસો રહીએ. કુંવરને. ૮

## ગરબી ૩૩

રાગ ઉપર પ્રમાણે.

કહે જશોદા સાંભળ કાના આશી તમારી પેરજી,
શીખામણ હું દઉંછું તો પણ ઠપકા લાવે ઘેર. સાંભળ. ૧
કોઇનું ફોડે કોઇનુ ડોળે વાછરડાં ધવરાવેજી,
માટ ફોડીને માંખણ ખાવા સખાને બોલાવે. સાંભળ. ૨
ધેન ચરાવા વનમાં જાનો રોકે જમુનાં આરે.જી,
વિનતા સાથે વાદ કરીને ખાતો સહુની ગાળો. સાંભળ. ૩
દાણ લેવા મથુરાંને મારગ બેસો જઇને માનાજી,

વ્રજ નારીનો પાલવ ઝાલી માટ ફોડો મહી ખાવા. સાંભળ. ૪
છાનો માનો મુજથી કાલે ક્યાં ગયો હતો રાતજી,
કોનું કર્યું નુકશાન છબીલા કેમ આવ્યો મધરાતે. સાંભળ. ૫
મારું કહ્યું નવ માને વાલા ચાલે મદનો માતોજી,
ખબર નથી તુજને એ પ્રિતમ લોક કરેછે વાતો સાંભળ. ૬
માટે કહુંછું મોહનજી તારે મંદીર બાહાર નજાવુંજી,
રમવુ આપણે આંગણે ને મનમાંને તે ખાવું. સાંભળ. ૭
પર મંદીરી ખું કાના પારીશ બાંધી હાથજી,
આજ થકીજે લાવ્યો ગોવરધનના નાથ. સાંભળ. ૮

## ગરબી. ૩૪

રંગીયાજી રમવાને આવો રજની આ છેરૂપાળી,
પરણ્યો પરદેશ ગયોછે સાસુ ઘેર નથી મારી. ૧
જેઠ દીયર જમવાને દોડયા નણદ સાસરે વળાવી,
સસરો મારો શું જાણેજે વહુ તણી વાતો આવી. ૨
કોઈ નથી ગોવિંદજી ઘરમાં રૂડો લાગ આવ્યો આજે,
માટે પેન ઘણું કરીને બોલાવ્યા રમવા કાજે. ૩
ભુધરજી ભૂધરજી રજની નહી જાયે મારી,
ઉંબરા ઊંબરા કેડે હું વાટ જોઇશ તમારી. ૪
કેહેજે માત જસોદાજીને હમણાં જઇને આવુંછુ,
ગાય એક ખોવાણી આજે તેને સોધવા જાઊંછું. ૫
એમ કહીને અલબેલાજી પરવરજો મંદીર મારે,
સખાને સાથે ન લાવો વાર નકરશો લગારે. ૬
સમજાવીને શામા ચાલી ઘરમાં ગોવિંદજી આવ્યા,
નારીને આનંદ પમાડી ગોવરધને ગુણ ગાયા. ૭

## ગરબો ૩૫

કાના કાકરડીના મારો મારી ગાગરડી નંદાશે. એ રાગ.
મારગડો મેલો મોહનજી મથુરાં મારે જાવું
મથુરાં મારે જાવું જીવણ જમનાંજી નાવું. વાલા. માર ટેક.

માથે મહીનું માટ તપેછે કહુંછું કાના તમને,
સહીયરોનો સાથ જાયછે મારગ આપો હમને. વાલા. મારૂ. ૧
આજ રંગે પરનારી સાથે જીવણ જોર નચાલે,
દાણ દહીનું દુનીઆ મધે હરજી કોઈન આલે. વાલા. મારૂ. ૨
મૂકોને પાલવડો માગો ચોળીની કસ ટુટે,
આગમા રેડુંજો અલબેલા મુજ મહીનું ગોરસ ફુટે. વાલા. મારૂ. ૩
હાર તુટશે હૈયા કેરો મોતી મુજ વેરાશે,
ગોવરધનના સ્વામી તમથી નાહક ઝઘડો થાશે. વાલા. મારૂ. ૪

## ગરબી. ૩૬

રાગ ઉપર પ્રમાણે.

કાના પાલવડોનો મેલો નહીંતો જસોદાજીને કહીશું,
જશોદાજીને કહીશું કાના માના પાસે જઈશું. કાના. પાલવ.
રોકેછે પાણીનો આરો મથુરાં કેરી વાટે,
દાણી થઈને દામોદરજી બેસુ જમુનને ઘાટે. કાના. પાલવ. ૧
મટુકી ફોડાવે કાની ગોરસડાં ઢોળ।
આંખ્યોને આણુસારે નારી દુરે થકી બોલાવે. કાના. પાલવ. ૨
વિઠ્ઠલ તારી વાતો જાણું કાના કામણ ગારો,
વેણુ વગાડે મોહ લગાવે આંખલડીનો ચાળો. કાના. પાલવ. ૩
એમ કર્યે હું નહીં ડરવાની કહુંછું અંતર જામી,
પ્રેમ ઘણા ગોરસડાં પાઉ ગોવરધનના સ્વામી. કાના. પાલવ. ૪

## ગરબી. ૩૭

ઓધવ નંદનો છેરો તો નમેરો થયો જો એ રાગ.

બેની કામણ કરીને કાનો ક્યાં ગયો જો,
મુકી નારને નમેરો હરિ કેમ થયો જો. બેની કામણ. ૧
વચન આપીને વિઠ્ઠલ ગયો લાડનુ જો,
બહુ સાંભરે છે સુખ હરી સાથનું જો. બેની કામણ. ૨
મારે મંદિર આવીને બેસે હેતથી જો,
કરે આંખ્યો અણુસારો પ્રભુ પ્રિતથી જો. બેની કામણ. ૩
બોલ સાલેછે રૂડીઆ વિષે જો,

રૂપ રશીલું નેનાં થકી નવ ખસે જો, એની કામણુ ૪
મારી શેરીએ શામળીઓ જ્યારે આવતા જો,
ઘેરા રાગથી તે મીઠું મીઠું ગાવતા જો. એની કામણુ. ૫
પ્રભુ મોરલી બજાવે મધુ વનમાં જો,
સુણી મોહાલ વાઊંકુ મારા મનમાં જો એની કામણુ. ૬
સખા શાથમાં શાળા ગરબે રમે જો,
જોઈ ગોવિંદના ગુણ મનમાં ગમે જો. એની કામણુ. ૭
ઝાઝા હેતમાં જીવણે ઝેર આપીયું જો,
ગોવરધન કહે કામ મને વાપીયું જો. એની કામણુ. ૮

## ગરબી ૩૮

રાગ ઉપર પ્રમાણે.

એનો નંદનો કુંવર નવ આવીયો જો,
વળી સંદેસા ન કોની સાથે કાવીયો જો. એની નંદનો. ૧
સખી ગોવિંદ વીનાતો ગમતું નથી જો,
નથી આવતી નિંદ્રા શું કહું કથી જો. એની નંદનો. ૨
રૂડાં ભોજન નભાવે મુને ભાવથી જો,
ગમે શણગાર નસજવા સભાવથી જો. એની નંદનો. ૩
હરિ વિયોગે આ તન બળી જાય છે જો,
મારી કાયાતો કામથી કષ્ટ પછે જો. એની નંદનો ૪
મને ભણકારા હરિના બહુ લાગતા જો,
વેણુ વિઠ્ઠલનાં કાળજે વાગતા જો. એની નંદનો. ૫
મારી કાયતો થઈ છે છેક દુબળી જો,
ગુણ સાંભળી ગોવિંદના વળી વળી જો. એની નંદનો. ૬
બાંધી પ્રિતમે પ્રિતીને દોરે મુજને જો,
તેનું દુખડું શું કહું સખી તુજને જો. એની નંદ. ૭
હરિ ભેટશેતો સુખ મુજને થશે જો,
ગોવરધન કહે પ્રાણ પળમાં જશે જો એની નંદ. ૮

## ગરબી ૩૯

તારી વાટ જુવે વ્રજ નારરે મથુરાંના વાશી—એ રાગ.
મારા પ્રિતમ પ્રાણ આધારરે મનગમતા મોહન,
મારા સેજ તણા શણગારરે મનગમતા મોહન—ટેક.
વંદ્રાવનના કુંજમાંરે ગોવાળા સંગે જાય,
વાંશળી વાલે કરમાં ધરીરે ચરાવે નટવર ગાયરે. મન. ૧
જુમનાંજીના ઘાટમાંરે પ્રિતમ ખેલે ખેલ,
નાચે નટવર નારીની સાથે મચાવી રંગની રેલેરે. મન. ૨
ધનનન બાજે ઘુઘરીરે ઝનનન બાજે ઝેર,
થનતન થેઇકાર થઇ રહ્યોરે રમતા આનંદ ભેરરે. મન. ૩
મોર મુગટ શીરપર ધર્યોરે સંગે ગોવાળાનો સાથ,
વંદ્રાવનમાં ખેલતારે ગોવરધનનો નાથરે. મનગ. ૪

## ગરબો ૪૦

રાગ ઉપર પ્રમાણે.

મારા નટવર નંદ કીશોરરે શામળીઆ સાચા,
વળી ચીતડાં કેરા ચોરરે શામળીઆ સાચા. ટેક.
મોહન મોરલી બજાવતારે જુમનાંજીને તિર,
એ મોરલી મોરે મંદીર સુનાઇ ધારણ ના રહ્યું ધીરરે શા.
રડતાં મૂક્યાં બાળકાંરે ગઈ હું પ્રિતમ પાસ,
જોયો સનેહી શામળારે મનડું થયું ઉલ્લાસરે. શામ. ૨
તાળી લીધી હાથથીરે ભેટયા મુજને ધાઈ,
રાસ રમાડયાં વિઠલેરે શું કહું હું સુખ દાઇરે. શામ. ૩
કામતો શાંત પમાડીઓરે રીઝયા શ્રી રણછોડ,
ગોવરધનના સ્વામીએ બેની પાંચાડયા મારા કોડરે. શા. ૪

## ગરબો ૪૧

પડવાની પણ પ્રિત ગતમત ભૂલીરે. એ રાગ.
પડવે પ્રાણ જીવન મુજને મેલીરે,
હારે ગયા મથુરાં ગામ શું સાહેલીરે. ૧
બીજે બારે વાટ વાટડી જોતીરે,

આ વે જો કોઇ નરનાર પુછી લેતીરે. ૨
ત્રીજે ત્રીકમ તરફડતાં શું મુકયાંરે,
આ હરિહરિ કરતાં વદન અમારાં સુકયાંરે. ૩
ચોથે ચત્રુ ભૂજ નાથ દર્શન દેજોરે,
આ દાશીની સંભાળ નીશ દીન લેજોરે. ૪
પાંચમે પુરણ કામ રહ્યા છે વ્યાપારે,
હરિ વિયોગે કોમળ કાય નાખે કાપારે. ૫
છઠ્ઠાના લખાઆ લેખ બહુ દુખ કારીરે,
અહીં રડતી મૂકીનાર ગયા મોરારીરે. ૬
સાતમના સંતાપ મુજને થાયરે,
હરિ રૂદન કરતાં રાત વીતી જાયરે. ૭
આઠમે આપી વચન ગયા છે હેલારે,
ગોકુળની સહુનાર બની છે ઘેલારે. ૮
નોમે નરહર નાથ શીદ સંતાપોરે,
છોગાળા છબીલા છેલ દર્શન આપોરે. ૯
દશમે બહુ વિયોગ દુખડાં થાયરે,
વળી હરિ વિના એક પળ જુગની જાયરે. ૧૦
એકાદશીનો ઓચ્છવ લાગે પ્યારોરે,
કરી દગો ગયો ઘનશામ કામણ ગાળોરે. ૧૧
બારશે બ્રિજનારી ઘેલી ફરતીરે,
મુકીને લોકની લાજ હરિહરિ કરતીરે. ૧૨
તેરશે ત્રીકમજી મળશો જ્યારેરે,
કંકુ કાજળ કરી કેશ સમરૂં ત્યારેરે. ૧૩
ચઉદશે મારા ચીતમાં ચીંતા થાયરે,
વળી હરિ વિયોગે જીવ ફટકી જાયરે. ૧૪
પુનમે જો પુરણ શામ પ્રકાસેરે,
પણ વિઠ્ઠલ વીના વ્યર્થ મુજને ભાસેરે. ૨૫
આ પંદર તિથી જો પ્રેમ થકી કોઈ ગાશેરે,
તો ગોવર ધનનો નાથ પરસન થાશેરે. ૧૬

## ગરબી ૪૨

પડવે આવી પકડો મારી બાંયરે, છોગાંળા. એ રાગ.

પડવે પ્રિતમ પ્રિત તજી કેમ ચાલ્યારે, ગીરધારી,
માનીતિ કુબજાને મોહોલે માહાલ્યારે, હો. ગીરધારી. ૧
બીજે બંસીવટમાં વાટયું જોતીરે, ગીરધારી
કોઈ મળે મથુરાં વાટ પુછી લેતીરે હો. ગીરધારી. ૨
ત્રીજે ત્રીકમ તનમાગં તરફડતાંરે. ગીરધારી.
ગોકુળીઆમાં ઘેલાં ઘેલાં ફરતારે, હો. ગીરધારી. ૩
ચોથે ચત્રભૂજ શરણે રાખોરે. ગીરધારી.
હરિ સુખ દુખ કેરી વાત અમશું ભાંખોરે, હો. ગીરધારી. ૪
પાંચમે પુરશો તમ કેમ વીસારીરે, ગીરધારી,
પ્રિત કરી કેમ મૂકી વ્રજની નારીરે. હો. ગીરધારી. ૫
છઠીને દીન છોગાળો જોે આવેરે, ગીરધારી,
વાંસલડીના શબ્દે વન બોલાવેરે. હો. ગીરધારી. ૬
સાતમે શાંમળીઆ વીણુ નવ ગમતુંરે. ગીરધારી,
રહે નહું મારૂં હરિવર પાછળ ભમતુંરે. હો. ગીરધારી. ૭
આઠમે અલબેલા અંતર જામીરે, ગીરધારી,
લ્યો દાશીની સંભાળ ગરૂડા ગામીરે. હો. ગીરધારી. ૮
નાંમે નોતમ ખેલ કરે વ્રિજ બાશીરે, ગીરધારી,
નવ ગોઠે ગોવિંદ ખેલ રહ્યું ઉદાશીરે. હો. ગીરધારી. ૯
દસરાને દીન સરવ સજે શણગારરે, ગીરધારી,
પણ હરિ વિણ લાગે આગ તણા અંગારરે હો. ગીરધારી. ૧૦
એકાદશીનો ઓચ્છવ તે નવ ગમનોરે, ગીરધારી,
અલબેલા શામળી રહેછે દમતોરે. હો. ગીરધારી. ૧૧
બારશે બહુ વિધથી ખેલે બાળારે, ગરધારી,
શા કર્મે મૂકી ગયા મને ગોવાળારે. હો. ગીરધારી, ૧૨
તેરશે આ તનડું ફટકી જાયરે, ગીરધારી,
મોહન વીનાતો મંદીર ખાવા ધાયરે હો. ગીરધારી. ૧૩
ચોદશે ચીંતામાં ગઇછું સુકીર, ગીરધારી,

ચાતમની પિત લજ્જા મેંતો મુકીરે. હો. ગીરધારી. ૧૪
પુનમને દીન પુરણ પ્રગટે ચંદરે, ગીરધારી,
રણ્ય શામળીઆ વીણ કરૂં અતિ આક્રંદરે હો. ગીરધારી, ૧૫
આ પંદર તિથી હરિ વિયોગ દુખની ગાશેરે ગીરધારી,
તે ગોવરધનનો સ્વામી પરસન થાશેરે હો. ગીરધારી ૧૬

## ગરબી ૪૩

સખી પડવે તે પંથ સધાર્યારે. એ રાગ.
સખી પડવે પ્રિતમ ગયા મેલીરે,
મને શાવાકે તજી સાહેલીરે;
આંખે નવ આવુ શાના હેવા.
મુકી મને શાળો શીખાવ્યારે. ૧
બેની બીજે ઉતારી માયારે,
શા વાંકે સખી શામ રીસાવ્યારે,
ગયા મથુરાં જરીો ગતિ નયા. મુકી. ૨
સખી ત્રીજે ત્રીકમ આવોરે,
મારા તનના તાપ બુઝાવોરે;
બહુ લાખેણા તમથી ભાવો. મુકી. ૩
સખી ચોથે ચતુરભુજ ચાલ્યારે,
માહા મથુરાંના મારગ ઝાલ્યારે;
હરિ ના રહ્યા ગોપીના વાર્યા. મુકી. ૪
સખી પાચમે પ્રિતડી કરતારે,
હરિ પુઠળ વનમાં ફરતારે;
હવે કેમ થયાં સ્વામી નરતાં. મુકી. ૫
સખી છઠે છબીલે છેતરીઆરે,
અમથી છાનાં અંતર આદરીઆંરે;
પટરાણી કુબજાને કરીઆં. મુકી. ૬
સખી સાતમે શું કહું બાઇરે;
કરી દગો ગયો ગળ બાઇરે;

મૂક્યાં વનમાં અમોને વાઘ. મુકી. ૭
સખી આઠમે આનંદ થાતારે,
જ્યારે હરિવર મોરલી વાતારે;
સુણી નાદને વનમાં જાતાં. મુકી. ૮
સખી નોમે નીશાસો નાખીરે,
કેમ દુઃખ જશે આ સાંખીરે;
જોઉં વાટડી નાથની ઝાંખી. મુકી. ૯
સખી દશમે દસરા આવેરે,
સાર. શણુગાર સરવ સજાવેરે;
પણ હરિ વાણુ તેના ભાવે. મુકી. ૧૦
સખી એકાદશી અપવાશીરે,
ગયા મથુરાંમાં ગોકુળ વાશીરે;
જોઇ તે મુજ કાયા પ્રાશી. મુકી. ૧૧
સખી બારશે વનમાં ફરતીરે,
ઘરકામ સમુળુ ન કરતીરે;
જીભે નાથનું નામ સમરતી. મુકી. ૧૨
સખી તેરશે ત્રીકમ નાવ્યારે,
કોઇ સાથે સંદેસા ના કાવ્યારે;
નારી કુબજાના મનમાં ભાવ્યા. મુકી. ૧૩
સખી ચૌદશે ચિંતા થાતીરે,
હરિ વીના હું મન ગભરાતીરે;
મારી વજર સમી થઇ છાતી. મુકી. ૧૪
સખી પુનમે પ્રિતમ મળશેરે;
ત્યારે કાયા આ મારી વળશેરે,
દખી વિયોગનાં દુઃખ ટળશે. મુકી. ૧૫
જે કોઇ પંદર તિથી આગાશેરે,
ગોવરધનને સ્વામી ખુશી થાશેરે;
સહેજે ભવસાગર તરી જાશે. મુકી. ૧૬

## ગરબી ૪૪

રાગ શીતાજીના મહીનાનો

સખી કારતકે કષ્ટ અપાર બળું રૂદીઆ વિષે,
તો ખોળું પ્રાણ આધાર હરિ કંઈ નવ દીસે;
ને શાવાંકે વીસાર્યા મોહન મથુરાં ગયા,
ની જેમ તેમ કાઢું દીન પ્રભુ નમેરા થયા. ૧
ખી માગશરીએ માહા દુઃખ મનેતો થાય છે,
યારે ગોકુળીઆના લોક ગરબે ગાય છે;
નાર સજે શણગારને હિંડે હેતથી,
રી વયોગે કોમળ કાય બળે છે દુઃખથી.
ખી પોસે પાપી પ્રાણ જીવણ વીના જાય છે
કેમ કરી વશીએ વાસ તન અકળાય છે;
આવ્યા શીયાળાના દિંન શીત લાગે ઘણી.
ને સેજમાં બીહૃ બાથ થઈ હું વિયોગણી. ૩
ખી માહા મહીને મન માંય પીયુ બહુ સાંભરે,
ારે નયણે વહે જળ ધાર કાયાતો કળકળે;
વે શો કરીએ ઉપાય પ્રભૂને પામવા,
મ ઓલાશે અગ્ની આંચ દુઃખ વિરામવા. ૪
ખી ફાગણે ખેલે ફાગ વસંતતો ગાય છે,
મુણી હૈયે લાગે બાણ આ તન વિંધાય છે;
વળી ગોકુળના સહુ લોક ફરે આનદમાં,
નત્ર ગોઠે મને નીર ધાર પ્રભુના વીયોગમાં. ૫
સખી ચયતરે ચીતમાં ચાઉ હરિને ભેટવા,
મને ક્યાં મળશે વ્રજરાજ જાઉ પ્રભુ નીરખવા;
પામે વન્સપતિ સહુ પાન હિં ાળે હિંચતા,
મારા સ્વામી વીના હો બેન દીવસ નથી જતા. ૬
સખી વૈશાખે સુકાં વન લીલાં થયાં આસમે,
રૂડા ચંપ ચંબેલી ગુલાબ ફુલ્યાં સહુને ગમે;
વળી આંબે પાકી સાખ જુવો સહુ ખાય છે,
પણ નાથ વિયોગે બેન જીવ અકળાય છે. ૭
સખી જેઠે જુગજીવન માયા મુકીને ગયા,

કીધી રાંકડી મુજને આંહ મથુરાં જઈ રહ્યા;
પીયુ પતિઓ બેસી પાસ ખેલેછે ખાંતથી,
જોઇ લાગેછે જવાળા તન હરિના વિયાગથી. ૮
સખી અશાડે અવની માય અંબરઘન આવીયો,
પતિ વિજળી પોતાની જોહ સંગાથે લાવીયો;
સાને પ્રગટયોછે આનંદ અંગ ખેડુ ખેતી કરે,
હરિ વિયોગે મારૂ તન ઝુરી ઝુરીને મરે. ૯
સખી શ્રાવણ સરવડા સાર જોઇ ચીત ચર ચરે,
જાણે જાઉ પતિની પાસ મોહન ક્યારે મળે;
ઘન ગાજેછે નભમાં અપાર મુશળ ધારા પડે,
મુકી નાર નમેરા નાથ અવરશું આથડે, ૧૦
સખી ભાદરવે ભરજોબન મારૂ જાય છે,
વહાલા વિયોગથી આ તન અતિ અકળાયછે;
પ્રભુ આવી મળો એક વારજો મુજને ભાવથી,
જાણે સરીજી અમારૂ કામ હરિના દેખાવથી. ૧૧
સખી આસોના અક્સોચ દિવાળી આવશે,
મને વહાલી કહીને કોણ પીયું બોલાવશે;
સુણી અબળાની આ અરજી એક ને મનમાં વીચારજો,
કહું ગોવરધનના નાથ વેહેલા પધારજો. ૧૨

## કૃષ્ણ વિયોગના મહીના.

લોચન મનનોરે ઝગડો લોચન મનનો. એરાગ

કૃષ્ણ વિના મારી બેન જોબન હું તો શીરીતે ગાળુ
દુઃખ ક્યાં પોકારૂ મોરી બેન જોબન હું તો શીરીતે ગાળુ ટેક
કારતગે મોરા કંથજી મુકી ગયા પરદેશ,
આવે અકળામણ ઊરમાં જાણે જોગણ થઇ ફરૂં દેશ. જોબન
મોહન મથુરાં જઈ રહ્યા મુકી ગોકુલ નાર
એ દુઃખથી મુજ નેનમાં બેની ચાલે આંશુંની ધાર જોબન ૧
માગસરીએ મોહન વિના નાવે નિંદ્રરેન.
[illegible] જગમાં પોઢતાં નવ મીચાય મારાં નેન. જોબન

વિયોગ દુખ વેહાયના અંતર લાગે લાય, કૃષ્ણ વિના હો
કામની મારી પળ એક જુગ જેવી જાય. જોબન. ૨
પોસે પાપી પ્રાણિઓ કંથ વિના કરમાય, બાણ લાગે.
વિયોગનાં તેથી શરીર મારૂં સુકાય. જોબન.
શીતળ વાયે વાયરા વ્રહ પ્રગટે આદિન
જીવ તલસે,જોડાવીના જાણે જળ વીણુ સુનુ મીન. જોબન. ૩
માઘે મોહન માહરા શીદ કીધી આ પ્રિત;
તરછોડી ત્રીકમ ગયા નવ ગાવાં ગમે મને ગીત. જોબન.
વસંત આવ્યો હો સખી ફુલ્યાં ફુલ અપાર,
મધુવન બેહેકે મોગરે કરે મધુકર તે શું ગુંજાર. જોબન. ૪
ફાગણ માશે હો સખી ઉડે અબીર ગુલાલ,
ફાગ રમેનર નારીઓ કંઈ ગોપી અને ગોવાલ. જોબન
સખીઓ સહુ આનંદમાં બેસે સ્વામી સાથ.
જોઇને જીવ મારો બળે ગયા મુકી મથુરામાં નાથ. જોબન ૫
ચઇતર ચીત ચિંતા કરૂં રાત દિવસ રૂદન,
જંગલમાં ફરે જોગણી તેવો વૈરાગ આવે મુજ મન જોબન
મધુરો વાયે વાયરો બોલે શુક સુનાદ,
પત્ર ગળે સો ઝાડને રૂડાં સંભળાવે કોકિલા સાદ. જોબન ૬
વઇશાખે વન વેડીઆં પાકી આંબે સાખ, ભર જોબન-
હું ભામની મારૂ રદય બળી થાય રાખ. જોબન
તાપ પડે અવની પરે નદીએ ખુટયાં નિર.
શોખી દહાડા જાયછે કેમ કરી ધરૂ બેની ધિર. જોબન. ૭
જેઠ જદુવિર માહરા શીદ આપ્યો અવતાર,
ચંદ્ર કિરણથી તન તપે જાણે દુખીઓ આ સહુ સંસાર જોબન.
જુગજીવન જુગતિ કરી કીધાં તનથી તાજ,
ટળવળતી રામા ફરે ખોળે મધુવનમાં મહરાજ. જોબન ૮
અશાડે નવ આવીયા આવ્યો મેઘ મલ્લાર,
ધિરજ કેમ ધરી શકુ મને ગોઠે નહી ભરથાર. જોબન.
ગાજે ઘન આકાશમાં મધુરો ટૈકે મોર,
બપૈયા પીઉ પીઉ કરે સુણી ચીતડુ નરહે મુજ ઠોર. જોબન ૯

શ્રાવણે શીવ પુજીઆ પુજી ગોર્યાને ગાય,
તે પુન્ય નાવ્યું આ સમે મુકી ગયા અહીં વૃજરાય. જોબન
નદી સરોવર નિર ભર્યાં આવ્યા સપરવા દિન,
હર્શે નારી હિંડતી મદ ભર્યાં છે સૌકોને મન. જોબન. ૧
ભાદરવે ભરજોબના ભામનીઓ ભરપૂર,
છોડીને છબીલો ગયા રૂડી પાકી કમોદને કુર. જોબન
રોતી રામા નીસરી નદીએ નાહવા જાય'
કૃષ્ણ વિનાહો કામની મારા ચિતમાં ચેટકથાય. જોબન. ૧૧
આસો અતિ રળીઆમણો દિવાળીનો દંન,
ફુલી જોબન વાડીઓ નથી મધુકર જોબન વન. જોબ.
હિંદોળે હીચે સદા સજતી સહુ શણગાર,
ગોવરધન કહે સખી તજી ગયા ભરથાર. જોબન ૧૨

## ગરબો ૪૫

નર અજ્ઞાની સાંભળને શીખામણ મારી એ રાગ

નર મુરખ જીવ આયુષ્ય તારૂં પળમાં વીતી જાશે,
અજ્ઞાની જન સંસારી માયામાં વીતી જાશે- ટેક
તે જન્મ ધરો બહુ અવની પર,
નવ સમર્યો તેં જુગજીવન નર;
ના ઓળખ્યા તેં મુરખ ગીરધર. નર મુરખ ૧
ધન ટોળે કીધું તેં પાપી,
એકપાઇ ધરમમાં ના આપી;
કહો કોણ ખાશે એ ધન પાપી. નર મુરખ ૨
ધન લેવા દેશ વિદેશે જાય,
પણ ધારયું તે ધણીનું થાય;
નથી ખબર એ લક્ષ્મી કોણજ ખાય. નર. ૩
માટે મુક મમત મનથી અળગો,
સૌ વિઠ્ઠલ વરને જઇ વળગો;
કહે ગોવરધન પ્રભુને પરખો. નર. ૪

## ગરબી. ૪૬

રાગ ઉપર પ્રમાણે.

પાપી પ્રાણી શ્રીપ્રભૂને મુકીને કેમ ફરતો ફરે,
માયા માણી આડાં અવળાં કામ અભાગી શું કરે
નવ માસ સુધી રક્ષા કધી,
જમ કિંકરે તુજને શીખ દીધી:
એવા પ્રભુની ભક્તી નવ કીધી. પાપી પ્રાણી ૧
કીધાં સુકૃત પુર્વે તેં ભારી,
તેથી થયો મનુષ્યનો અવતારી;
કેમ ભૂલ્યો તું ભવ ગીરધારી. પાપી પ્રાણી. ૨
તેં પહાડ પશુંનું રૂપ ધર્યું,
વળી ઢોર જનાવર તન કર્યું;
આ તન તાંરૂ કુકર્મે ભર્યું પાપી પ્રાણી
મૂકી મમત હરિ ભજન કરશે,
તે સેહેજે ભવ સાગર તરશે;
પ્રભુ ગોવરધનનો દુખ હરશે. પાપી પ્રાણી. ૪

## ગરબી ૪૭

જીવ જાણીલે મુક્તિની જુક્તિ તું મનમાં રાખે,
સુખ માણીલે કૃષ્ણ કૃષ્ણ શ્રીકૃષ્ણ તુ મુખથી ભાખે.
આ અવનીમાં અવતાર ધરી,
નવ ચાલેતું કોનાથી ડરી;
ભક્તિ ભવ તારની નવ કરી. જીવ. ૧
શી ગત થાશે ત્યાં જીવ તારી,
ડરશે દેખી જમરા ભારી;
માટે માન મુરખ શીક્ષા મારી. જીવ. ૨
જેમ બળદ ઘાંચીનો બહુ ફરતો,
દિન રાત આંખે પાટા ધરતો;
દુ:ખ સહન કરી અંતે મરતો. જીવ. ૩
તેમ હરિવી મુખથી દુ:ખ થાયે,
મોંઘો આ જન્મ નિષ્ફળ જાયે;
ગોવ[illegible] કહે પછી પસ્તાયે. જીવ. ૪

## ગરબા ૪૮

રાગ ઉપર પ્રમાણે.

૨૮ રામ તુંહી સમરણ કરતું શીતા વરનું નામ,
એ નામ થકી થાશે સઘળા જીવ તણું સહુ કામ. ટેક

જેણે પાણીમાં પાશાણ તાર્યા,
વળી રાવણ કુંભકરણ માર્યા;
અહી મહીના સરખા સંહાર્યા. ૨૮ ૧
જેણે પાપી પ્રાજે બહુ કીધા,
અવતાર ભક્ત કારણ લીધા;
રોળી રાક્ષસને બહુ ડંડ દીધા. ૨૮ ૨
પ્રહલાદ માટે નરશિંહ થયા,
વળી વામન થઈ પાતાળ ગયા;
મરછ કરછ અને વરાહ ભયા.
એમ ભક્ત તણાં કારજ કરીયાં;
અવનીમાં એવાં રૂપ ધરીયાં;
કહે ગોવરધન બહુ દુખ હરીયાં. ૨૮ ૪

## ગરબી. ૪૯

રાગ ઉપર પ્રમાણે.

સંત રામ શીરોમણ મુરતી રે. એ. રાગ.

જીવ જોને વીચારી તારા મનમાંરે,
ભજ ભાવ થકી ભગવંત.
સગાં આવે નહીં કોઈ સાથમાંરે. ટેક
નવ માનજે આ સુખ સંસારનુંરે,
ઘડી ઘડીમાં થાય ફેર ફાર. સગાં. ૧
ચેતી ચાલજે તું પામર પ્રાણીયારે,
જેથી અમર થાયે અવતાર. સગાં ૨
વાડી ઘોડી હવેલી રૂડી છાજતીરે,
જર જોરૂમાં જીવ લપટાય. સગાં ૩
તેની સંગમાં વિનોદ અતિ આદર્યોરે,
માટે ભૂલ્યો તેમાં વ્રજ રાય. સગાં ૪
વળી મારૂં તારૂં મતમાં કરેરે,

જાણે લક્ષ રૂપીયા કરૂં રોક સગાં ૫
સહુ સષ્ટિની હીમાત ઘરમાં ભરૂરે,
હરિ હુકમ વીના સહુ ફોક. સગાં ૬
અંત કાળે આવે ન કાંઇ કામમાંરે,
થાશે સુકૃત તારૂ સંગાથ. સગાં ૭
પુન્ય પાપના જવાબ ત્યાં માગશેરે,
કહે ગોવરધનનો નાથ. સગાં. ૮

## ગરબો ૫૦

રાગ ઉપર પ્રમાણે.

જાણે જરૂર આ જોબન જશેરે,
પ્રગટ થાશે કાયામાં કંપવાય.
કેમ ભુલ્યો શ્રીકૃષ્ણ મોરારનેરે. ટેક.
ક્રોડ વિછીનુ દુઃખ તનમાં થશેરે,
અંત કાળે આવશે યમ દાસ. કેમ. ૧
પુન્ય પાપના સમાચાર પુછશેરે,
દેખી દૂતને પામીશ ત્રાસ. કેમ. ૨
ઉભો ધર્મરાજાની પાસે રાખશેરે,
ખરા ખોટાનો ખોળશે હીશાબ. કેમ. ૩
ખરે ખાત ખાતામાં ઘણી ખોટછેરે,
કેમ દેવાશે તુજથી જવાબ. કેમ. ૪
પાપી નર્કે નાંખશે તારા પાપથીરે,
મોટું દુઃખ ખમાશે ત્યાં કેમ. કેમ. ૫
આવી સંસાર સાર્થક શું કર્યુંરે,
પશુ દેહ ન સમજ્યે જેમ. કેમ. ૬
ફોગટ આવ્યો તું પેટ માતા તણેરે,
ગીથ્યા જનુંની કીધી હેરાન. કેમ. ૭
મુખે રામનુ નામ કદીના જપ્યુંરે,
નાથ ગોવરધનના સુણ્યા કાન. કેમ. ૮

## ગરબી ૫૧

રાગ ઉપર પ્રમાણે.

અભીમાન કરીશ નહીં આદમીરે,
ભર્યા રહેશે તુજ ભંડાર
૨ ભકતી ભુધરની ·ાવર્થારે. ટેક.
બાધુ ખેલ્યુતે શ્યામા સંગમાંરે,
વન મેળવવા કીધા ઉપાય. કર. ૧
નાત જાતમાં તેં નામ મોટું કાડીયુરે,
ાપી વાતમાં તું આગળ થાય. કર. ૨
ાવ રાખી તેં બીક નર નાથનીરે,
નહીં ભજ્યા તેં ભાવે ભગવાન. કર. ૩
બેન બેટી અને વળી નાયકારે,
તેમાં મેળવ્યું મોટુ માન. કર. ૪
કાળા કેશ હતાતે ધોળા થયારે,
તોય સમર્યા નહી મે.રાર. કર. ૫
જોઇ પ્રજાને જાય આનંદમાંરે,
દિન ઉપર દિન નીરખાર. કર. ૬
હજુ ચેત અવસર છે હાથમાંરે,
જીતી બાજી જરૂર આ જાય કર. ૭
ભજ ગોવરધનના નાથનેરે,
પછી પાપી પસ્તાવો થાય. કર. ૮

## ગરબી પર

રાગ ઉપર પ્રમાણે.

ચાલ ચેતી અધર્મિ આતમારે,
નહી આવે માયા કશી કામ,
જુઠી બાજી માંડીછે સંસારનીરે. ટેક.
ાગાં પુર્વ જનમનાં વેરવીરે,
ાખે ભુલાવી નર્ક મોઝાર. જુઠી ૧
જર જોર જમીન અને જાયમારે,
ભુલ્યો ભમણાતું નીરધાર. જુઠી. ૨
ામ કેરી જમાની આપી આવીયારે,

આવી નામે કીધો ઉધાર. જુઠી. ૩
નવ જમે કર્યું કંઇ પુન્યનુરે,
નથી ગાયા તેં દેવ મોરાર. જુઠી. ૪
હરી જનશું તેં હેત નથી આદર્યુંરે,
વાસ્યુ વિપ્રે સંગાથે બહુ વેર. જુઠી. ૫
થયો નીમક હરામીતું નાથનોરે,
મુકી અમૃત પીધું ઝેર. જુઠી. ૬
મૂકી મણી પથ્થરતું પામીયોરે,
નવ પામ્યો પરીભ્રમ પાર. જુઠી. ૭
શીખ શાંભળી ગોવરધનનીરે,
કર સમરણ શ્રી કીરતાર. જુઠી. ૮

## ગરબી ૫૩

નારાયણ નામ લેને તું પ્રાણીરે.
પ્રભુ તું નામસે પાર પ્રાણીરે,
તારૂ શીદને કરે ધુળ ધાણી. પ્રભુ. ટે૪.
જુઠું સંસારનું સુખ માણીરે,
શીદ વલોવે મીથ્યા પાણીરે;
ખરેખાત છે દુખની ખાણી. પ્રભુ. ૧
પુત્ર પરીવાર વિનતા વાડીરે,
મોજ મારે તે સાથે;
છોડી જમરા તે કરશે અગાડી. પ્રભુ. ૨
જુઠી જંજાળને શીદ ઝાલેરે,
મુરખ મમતા કરી શીદ માલેરે,
પણ ત્યાં તારૂ કાંઈ નવ ચાલે પ્રભુ. ૩
હરિ શરણે રહેતોશીર નામીરે,
સ્વામી નારાયણ ની ભક્ામીરે.
ભજ ગોવરધનના સ્વામી. પ્રભુ. ૪

## ગરબી ૫૪

રાગ ઉપરનો.

ચેતીને ચાલ જીવ અભાગીરે.
તારી ભવમાં બુદ્ધિ કેમ ભાગી. ચેતીને.
મુરખ માની રહ્યો કેમ મારૂરે,
પણ ત્રણ સમુ નથી તારૂરે;
નહી ધારેલુ તારૂ ધન રૂ. ચેતી ૧
બહુ કુકર્મ નાં કામ કરતોરે,
પરનારીની પાછળ ફરતોરે;
ધન ધરણીનુ ધામમાં ધરતો. ચેતી. ૨
પાપી પઇશો મેળવવામાં પૂરોરે,
કુડાં કામ કરોમાંહી શૂરો.
હરિ નામમાં નર તુ અધુરો. ચેતી. ૩
ફુલ્યો ફરતો તું ભવ સુખ માણીરે,
થાશે પુરણ પીડયા ત્યાં પ્રાણીરે;
ગોવરધન કેણુ રાજા કે રાણી. ચેતી. ૪

## ગરબી ૫૫

મારગ મુકોને કહુછુ કાંના કયારની જો. એ રાગ.

મોહન મત ડારો કંકુરી મટુકી નંદાશે જો,
છેડો પરો મેરી ચુંદડી રંગી નંદાશે જો. મોહન. ટેક.
રહો દુર ખડા મોહન હમસે પાધરા જો,
એસા જોરથા તો કંસસેં તું કયું ડરાજો. મોહન. ૧
આધી રેનથી જબ આયે ગોકુળ ગામમેં જો,
આકર ચુપકીસેં રહે નંદ ધામમેં જો. મોહન. ૨
ઓ દીન તુમને આજ સબ બીસર ગયે જો,
અબી જુમનાંકે તિરમેં દાની ભયે જો. મોહન. ૩
મેરી છતીયાં મન મરોડો મેં કહુ ખરે જો,
રસ્તા છોડકર વાલમ તુમ રહો પરે જો. મોહન. ૪
ચિત રીતસેં કહો તો મેં પાક મહી જો,
કાણુ નામસેં તો દોકડા દફ નહીં જો. મોહન. ૫
બાલમ મત કરેં ફજેત કેહેતીહુ ખરે જો,
ગોકુળ ગામકા દુરીજન સેં મેં ડરૂજો. મોહન. ૬

સાંગસે સાહેલી ગઇ મહી વેચવા જો;
અને રોકી રાખી દધી રસ ચાખવા જો.      મોહન. ૭
હરી રેન હોવે આવો મુજ મેહલમે જો,
કહે ગોવરધન રાખુ સુખ ચેનમાં જો.      મોહન. ૮

## ગરબો. ૫૬.

રાગ ઉપર નો.

હરિ હાર મારો છોડો પ્રિતમ પાતળા જો;
ટટે કંચુકીની કસ પ્યારા શામળા જો.      હરિ. ટેક. ૧
મુકો મટૂકી મારી હરિ મોંઘાં મહી ઢળેજો,
અતિ જોર કીધે અરે કંઈ નહી સરે જો.      હરિ ૨
કામી નેણને વાલાજી વશ રાખીએ જો,
પરનારશું પ્રિત મન બળી દાખીએ જો.      હરિ ૩
ઝાઝુ જોર મત કરો હું વાલા કહુ ખરૂજો;
કાંઘે રક્ત નેનાં થકી હરિ નહીં ડરૂ જો.      હરિ ૪
મોહન માટ ભાગે મકીથી ભીંજે ચુંદડી જો,
હું સા જાણું છું વાલમજી વાત કહો બડીજો.      હરિ ૫
જીવન જોર કીધે જોવા જેવું અહી થશે જો,
તેથી ગામારી ગોકુળમાં ફજત જશે જો.      હરિ ૬
નાથ નિર્લજ તમોને આજ શું કહુ જો,
પેલી વાત જાણી તેથી પતિ લઢયા બહુ જો.      હરિ ૭
મોહન મહીની કાજે આવો મુજ મેહેલમાં જો,
કહે ગોવરધન કામ થાશે સેહેલમાં જો.      હરિ ૮

## ગરબો ૫૭.

કાનુંડો કામણ ગારોરે સાહેલી આતો.   એ રાગ.

મનડું તો મારૂ રહ્યુંરે મોહન જોઇને મનડુ. ટેક.
મનડુ મોહ્યું છે મારા, ધન ધામ ખાય ખાવા,
બીજા શો દેખુંછું બારારે. મોહન જોઇને ૧.
મોરલી વાગીજે વાલા, ચીત તુમાં નંદલાલા,
વિરહના વગેરે બાલારે. મોહન જોઇને ૨
ઓઢોતાં હાણી મેલી, હરિ વીના કોણ બેલી,

દુઃખ કયાં પોકારૂં હેલીરે. મોહન. ૩

મોરલી જો વન વાગે, સુણી હૈયે બાણ લાગે

વેદના વૃહની જાગેરે. મોહન. ૪

મોરલી અધુરે વાજે, શબ્દ એ શ્રવણે ગાજે,

સુણી મારૂં મન દાઝેરે. મોહન. ૫

ગોવરધન કહે ગુણ ગાવા, મનડું ઇચ્છેછે આવા,

નહી દઉ મથુરાં જાવારે. મોહન. ૬

## ગરબી ૫૮

રાગ ઉપર પ્રમાણે.

પ્રિત કરી તરછોડયાંરે પાતળીઆતેં. ટેક.

નણુદીતો મેણાં દે છે, સહીયર બાવરી કેહે છે,

પરણ્યોતો પ્રાણ લેછેરે. પાતળીઆ. ૧

સ્નેહ દુઃખ વાધ્યું બહુ, અંગ અગ્ની કોને કહું,

મનમાં સમજીને રહુંરે. પાતળીઆતેં. ૨

અબળાનું શુંય ગજુ, બોલો નહીંતો પ્રાણ તજુ

નંદ સુત થાવ સમજુરે. પાતળીઆતેં. ૩

ચીત્ત પ્રભૂ પુંઠે ભમે, ઘરકામ નવ ગમે,

એ કુબજાશું રંગે રમરે. પાતળીઆતેં ૪

કુળ [illegible]ને તપાશી, કુબજા કંશની દાશી,

[illegible] નહીંતો થાશે હાંશીરે. પાતળીઆતે. ૫

[illegible] ગોવરધનકહે, નરણુતો નીર વહે,

[illegible] ગોપી કહેરે. પાતળીઆતે. ૬

## ગરબા ૫૯

રાગ ઉપર પ્રમાણે.

મુખડાંની માયા લાગીરે મોહન તારા. ટેક

મુખડું જોવાને માટે, સહી કીધું શીર સાટે,

જોઇને જુમનાંના ઘાટેરે. મોહનતારા ૨

સંસારનું સુખ કાચું, પરણીને રંડાવું પાછું,

તેને હું ન જાણું સાચુંરે. મોહનતારા. ૨

સંસારનું સુખ કેવું, ઝાંઝવાના નીર જેવું,
તેને તું ચ્હા કરી દેવુંરે. મોહન તારા. ૩
મુખડાંની મીઠી વાણી, તેણે ચીત્તલીધું તાણી,
બોલીને અમ્રત વાણીરે, મોહન તારા. ૪
મુખડાની માયા લાગી, નિંદ્રમાંથી ઝબકી જાગી,
મોહની કટારી વાગીરે. મોહન તારા. ૫
ગોવરધન જાય વારી, આંશા એક મને તારી,
પ્રિતીતો પરદેથી સારીરે. મોહનતારી. ૬

## ગરબી. ૬૦

દાડમકાં દસ ફુલ ચંપેકી એક કલીરે. એ રાગ
જાઓ જાઓરે ધુતારા કાન, તેરે મેરે કયા બનીરે,
મારી નણદી દેશે ગાળ, સાસુડીની બીક ઘણીરે. ૧
મારો પરણ્યો છે વિખનું ઝાડ દીયરની શું વાત કહુંરે,
ઘેર સોકલડીનું સાલ, મારે માથે છે બહુંરે. ૨
મારા ગીરધારી ગોવિંદ, ડાહ્યા થઈ દુર રહોરે,
આળ પરનારીશું આમ મોહનજીના કરોરે. ૩
મુકો મુકોન મોહનલાલ મટુકી ભાંગશોરે,
ભીંજે સાળુડો કસબી કોર ચુડી મારી નાંદશોરે. ૪
અહીં મહીનાં દાણુ મહારાજ તને નવ આપીએરે,
માટે માનનીઓનાં માટ મોહન નવ ભાગીએરે. ૫
આવું કપરૂ છે કંશનું રાજ કેશવ નથી જાણતારે,
રૂડી ગોકુળીઆની નાર માધવ તમે માણતારે. ૬
જાઓ જાઓ છબીલા છેલ સમજો સાનમાંરે,
જાવું મહી વેચવાને કાજ મથુરાં ગામમાંરે. ૭
અતિ જોર કીધે જીવણુ જોવા જેવું અહી થશેરે,
તને નિલજને શી બીક અમારી તો લાજ જશેરે. ૮
અમો રૂડાં વહુવારૂ લાલ આવું નવ કીજીએરે,
રહો મારગ છોડી દુર સમજી લીજીએરે. ૯
કાના બળીરે તમારી ટેવ ચોળી રૂડી તોડશોરે,
ઘણી સાસરીયાંની બીક છાલી ન મરોડશોરે. ૧૦

હું શું નવ કલંકીનાર વીચારું છું વાલમારે,
નહીં તો કરૂં જશોદાને જાણ મોહન રહો પાધરારે. ૧૧
દેખે ગોકુળીઆના લોક કરે કોઇ વાત જાહેરે,
હું તો ગોવરધનના નાથ તમથી હારી રહીરે. ૧૨

## ગરબી ૬૧

રાગ ઉપર પ્રમાણે.

ત્યારે બોલ્યા જગદશ્વિર સાંભળ નારીરે,
તું ઓછી આહીરની જાત પ્રભુની દુલારીરે. ૧
મારૂં દાણ લાગે છે આંય આપીને જઈએરે,
જો નાહોય દાણનો દામતો ઉભાં રહીએરે. ૨
તારી આબરૂની હું વાત સરવે જાણું રે
બીજી ગોકુળીઆની નાર મનથી માણું રે ૩
તું ગાળો દેશે દસવીસ ગાળો તારી સાંખું રે,
તારી કોરી મટુકીના દૂધ મુખથી ચાખું રે. ૪
મહી આપ્યા વાના હો નારે જાવા નહી દેઉરે,
આજ માગી છું તું એકાંત અધુર રસ લેઉરે. ૫
તારી મુખથી ઘુંઘુટ ખોલ મને દે જોવા,
આવી માની કાંખીએ લાજ મીઠા નેવારે. ૬
રૂડી આસોપાલવની છાંય રાધા રમીએરે,
તારી કોરી મટુકીનાં મહી ભેળાં બેશી જમીએરે. ૭
રૂડી રાધા જગીજી નાર આવને ઓરીરે,
કહું ગોવરધનના નાથ રમીએ હોરીરે. ૮

## ગરબી ૬૨

હું શું જાણુંરે વાલે મુજમાં શું દીઠું. એ રાગ.
ગોવિંદ ગીરધર ધારી વાલા મારે મેહેલ આવો,
ચિતકરી અમ સંગે હેતથી બોલાવો. ગોવિંદ ૧
સંસારનું સુખ મેલી તમશું મન મોહ્યું,
પરણ્યાને પડતો મેલી હરી પ્રત્યે જોયું. ગોવિંદ ૨
સાસરી સંગાથે વાલા વેર કીધું આજ,

ભ્રગુટી પલકાવી બોળવી નાંખીનેરે. તેં તોરવશ. ૨

જળ ભરવાકું જાઉં જ્યારે, સાન કરે શામળીઓ ત્યારે,
પ્રાતઃ ગાતા આવે મન લલચાવીનેરે. તેતેવશ. ૩

સાંજ પડે શામળીઓ આવે, સહુ ગોપીને ઘેર બોલાવે,
ઉમંગે બેસારી ચુમન લગાવતારે. તેતેવશ ૪

મોહીત મન માનીનું કીધું, ચોરે ચીતડું ચોરી લીધું,
ઘેલી ઘેલી જોતી ગીરધરલાલનેરે. તેંતેવશ. ૫

સ્નેહ કરયો કુબજાની સાથે, સાથી તજ્યું ગોકુળ નાથે,
ગોવરધનના નાથ ખુશી ઉપજાવીનેરે. તેંતવશ. ૬

## ગરબી ૬૫

### રાગ ઉપર પ્રમાણે.

વાલા! વાંકાનેણે ઘાયલ કીધાં ગામમાંરે. ટેક.

વાલા વાંકાનેણે ઘાયલ કીધાં, તરૂણીનાં મન તાણી લીધાં,
હળવે હળવે ચાલે મોહન માનમાંરે. વાલા ૧

જરકશીનો તેં જાગો પેહેરી, માથે બાંધી પાઘ સોનેરી,
શામળીઓ સોહાગી બોલે તાનમાંરે. વાલા. ૨

તિલક કર્યું કેશરનું ભાલે, ચીતડું ચોરયું નંદનાલાલે,
છાની છાની વાતો કહીને કાનમાંરે. વાલા. ૩

જીવણજી જમુનાં પર જાય, વેણુ વગાડી વાલો ગાયે,
વ્રજ વિનતાને સમજાવે છે સાનમાંરે. વાલા. ૪

ઘાયલશું કીધાં ગીરધારી, સ્નેહકરી દીધી કટારી,
મુકીને શું ચાલ્યા મથુરા ગામમાંરે. વાલા. ૫

વેણુ વજાડે વંદ્રાવનમાં, તાલાવેલી લાગે તનમાં,
ગોવરધન કહે રમીએ કેની સંગમાંરે. વાલા ૬

## ગરબી ૬૬

દેખ્યો સખી ડોલરીઓ કાળંદ્રીને કાંઠે ફુલ્યોરે. એ રાગ

ચાલો સહીયરો જોવા જશોદાના કાન ખેલેરે. ટેક

જમુનાંની તિરે વાલો વેણુ વગાડે,
મનડું લાગ્યુ લોભાવા. જશોદાનો. ૧

તન લાગ્યું મને ત્રીકમ સાથે.

પીયરીયાંને દેખી પ્રિતમ બેગળેથી લાજુ. ગોવિંદ ૩
સંસારમાં નથી બીજુ તમ વીના કોઇ,
જીવનનું મુખ જોઈ સખી મન મોહી. ગોવિંદ ૪
મેહેલમાં પધારી વાહા મુખ મને દેજો,
દધી માંખણુ ઘૃત સહુ મુખ માગી લેજો. ગોવિંદ ૫
પલંગ બીછાવું સખી પ્રિતમની કાજે,
મેહેલમાં તેડાવું નાથ રમવાને આજે. ગોવિંદ ૬
વિન્તિ કરૂં છું હું તો વાલા શીર નામી,
રદયે રાખજો મને ગોવરધનના સ્વામી. ગોવિંદ ૭

## ગરબી ૬૩

રાગ ઉપર પ્રમાણે.

રાધે તું રૂપાળી વૃષ ભાનની દુલારી,
જગતમાં તુજ વિણુ નથી કોઇ પ્યારી. રાધેતુ ૧
નારદ પ્રહલાદી સરખા ધ્યાને ધારે મુજને,
તારે પ્રાગી મારા સરખો મોહી રહ્યો તુજને. રાધે ૨
વાંકા નેણે ચીત પ્રાયાં કાળજે કટારી,
મોહનીનાં બાણુ મારી વશ કીધો નારી. રાધે ૩
મીતડુંતો વહાલી મારૂ તુજ પુઠે ભમે,
જોઈ જોઇ મુખ રૂડુ મને તારૂ ગમે. રાધે ૪
વશ કીધો પ્યારી તેં તો કુંજ સરખો બળીઓ,
અન્ય સ્નેહ છોડી દઇ તુજમાં હું ભળીઓ. રાધે ૫
તુજને જોઇને મન મોહ લાગે પ્યારી,
ગોવરધનનો નાથ હું તો રહ્યો તુથી હારી. રાધે ૬

## ગરબી ૬૪

કામણું દીસેછે અલબેલા તારી આંખમાંરે. એ રાગ.

તેંતો વશ કીધી વન માળી વ્રજની નારનેરે.
વશ કીધી તેં વ્રજની નારી, મારી તનમાં નેન કટારી,
વાંકાનેણે વાલમ સાંમુ ભાળીનેરે. તેંતોવશ ૧
ગૌધનચારે વંદ્રાવનમાં, વેણુ વજાડે મોહન મનમાં,

શામળાની સંગે સોહાવા. જશોદા. ૨
વાંસળી વજાડે વાલો મધુવન જઈને,
વ્રજ વિનતાને બોલાવા. જશોદા. ૩
ભાન ભૂલીએ સાદ સાંભળીને.
હું તો જાઉ જદુવિર જોવા. જશોદા. ૪
સાસરીની બીક નવ રાખું રૂદેમાં,
બાળક દેઇશું ગેવા. જશોદા. ૫
ગોવરધન કહે હરીસંગે જઇશું,
જન્મ મરણ દુખ ખોવા. જશોદા. ૬

## ગરબી ૬૭

### રાગ ઉપર પ્રમાણે.

પ્રિતમની વાત લાગે પ્યારી સાહેલી સાચુ કહું રે. ટેક

આંગણે આવીને વાલો સાને સમજાવે,
નેણુ કટાક્ષ બાણુ મારી સાહે... ૧
કર મોરલી વળી કટી પિતામ્બર,
કાન્તિ છે કામણુ ગાળી સાહેલી ૨
ગળે પેહેર્યા છે હરિએ હાર ગુલાબી,
આંખ રૂડી અણી યાળી. સાહેલી ૩
જરકશી જામો માથે મુગટ સોનેરી,
મોહ પામી ભૃગુટિ ભાળી સાહેલી ૪
કોટી કલપ લગી પળના વીસારૂ,
થઈ બેઠીશું પ્રિતમ પ્યારી. સાહેલી ૫
સ્વામી કીધા ગોવરધન ધારણ,
બંધાણી પ્રેમની દોરી. સાહેલી ૬

## ગરબી ૬૮

### રાગ ઉપર પ્રમાણે.

કાનુડે કામણુ કીધું સાહેલી હવે શુકરીએરે.

જે દીન મળ્યા મુને જમુનાંની તીરે,
ચિતડું ચોરી ને લીધું. સાહેલી ૧

માથા થકી વાલ્હે ગોરસ ઉતારો,
પ્રેમે પાયું ને પોતે પીધું. સાહેલી ૨
ભૂદરજી મને ભાવથી ભેટયા,
કાનમાં આવીને કાંઈ કીધુ. સાહેલી ૩
હેતે હશીને મારા રૂદીઆમાં વશીયા,
આવી આલિંઘન દીધું સાહેલી ૪
વંદ્રાવનમાં રાસ રમાડયાં,
સર્વે ગોપીનું કામ સીધ્યુ. સાહેલી ૫
ગોવરધન કહે શામની ઊપર,
આ તન અર્પણ કીધું સાહેલી ૬

## ગરબી ૬૯

રાગ ઉપર નો.

સાંભળ રાધા પ્યારી તારો મને નેહ લાગ્યોરે.
રૂપ રશીલુ તારી આંખડી અલોકીક,
મોહ્યા ભૃગુટી ભાળી. તારો મને ૧
ચૌદ ભૂવનમાં ખાંતેથી ખોળતાં,
ના મળે તુજ સમી નારી. તારો મને ૨
વાહાલુ બોલીને મને વશ કીધોતેં,
નેણ કટાક્ષ બાણ મારી, તારો મને ૩
પળ એક નવ વીસરે મુને રાધીકા,
ના કરૂ નેન થકી ન્યારી. તારો મને ૪
શોળ સહસ્ત્ર ગોપીમા સૌથી,
લાગેછે પ્રાણથી પ્યારી. તારો મને ૫
ગોવરધનના નાથ એમ કહેછે,
રહ્યોછું તુજથી હારી. તારો મને ૬

## ગરબી ૭૦ ।

રૂપાળા રણછોડની શોભા સારીછે. એ રાગ.
જશોદાના જીવણજી અમને અડશોમાં અડશોમાં.
મારી મહીની મટકી ફુટે મોતનકી માળાફુટે,

શુ મોહન મહીડાં લૂટે. અમને અડશોમાં ૧
ગિરધારી કાન ગોવાળા હું વ્રજ ગોકુળની બાળા,
આપો મોહન મુજ માળા, અડશોમાં ૨
રશીયાજી જાણું રીતી પણુ તમથી હું નહી બીતી,
મને લાગે લોકની ભીતી. અડશોમાં ૩
માટે કહુછું અંતરજામી મુકીયો ગરૂડાગામી,
તમે ગોવરધનના સ્વામી. અડશોમાં ૪

## ગરબી ૭૧

રાગ ઉપર પ્રમાણે.

જશોદાજીના કાન કને કંઇ કામણુ છે કામણુ છે ટેક.
મને કાને કામણુ કીધું મારૂ ચિતડુ ચોરી લીધુ,
સમજાવી ગોરસ પીધું કંઈ કામણુ છે ૧
મને મળ્યો જદુવિર જ્યારે લેહ લાગી નંદની ત્યારે,
જાણે મોહન મળશે ક્યારે. કંઈ કામણુ છે ૨
ઘર કામ સઘુળુ ન ગમતુ મન હરિવર પુઠળ ભમતુ,
રહે રશીયા સંગે રમતું. કાંઇ કામણુ છે ૩
કરી ઘેલી નંદને લાલે વાંસળી વજાટી વાલે,
ગોવરધનના ગોપાલે. કંઈ કામણુ છે ૪

## ગરબી. ૭૨

રાગ ઉપર પ્રમાણે.

મને ઘેલી કરીને ક્યાં ગયો તું ગીરધારી ગીરધારી,
ગીરધારી ઘેલી કરીને મારી સુધ બુધ સર્વે હરીને
મુને નેન કટારી દઈને ગયો ૧
પળ એક જુદાઈ થાશે જીવણુજી જીવડો જાશે
શ્રીકૃષ્ણજી મુજ કાયા ત્રાસે ગયો ૨
કંઈ કામ મને નવ સુઝે હરિ વીજોગે કાયા ધ્રુજે,
વિઠલ વિણુ વાત ન બુઝે ગયો ૩
અબળાની અરજી લેજો શામળીઆ સુખડાં દેજો,
ગોરધનના રૂદેમાં રેહેજો. ગયો ૪

## ગરબી ૭૩

રાગ ઉપર પ્રમાણે.

ગયો મોહ લગાડી મોહન વનમાં મૂકીને મૂકીને ટેક.
મૂકીને મોહન ચાલ્યો મથુરાંનો મારગ ઝાલ્યો;
કુબજાને મોહોલે માલ્યો વનમાં મુકીને ૧
ગોકુળમા ગાંડી ફરતી શ્રી કૃષ્ણ કૃષ્ણ મુખ કરતી,
પ્યારાનું ધ્યાનજ ધરતી વનમાં મુકીને ૨
મને [illegible] રહ વેદના જાગે ભીતર તો ભડકા લાગે,
[illegible] નટવર માગે વનમાં મુકીને ૩
પ્રથમશું પ્રિતી કીધી પાછળ તરછોડી દીધી.
ગોવરધનને [illegible] વનમાં મુકીને ૪

## ગરબી ૭૪

ધન્ય જેણે હરિ ગુણ ગાયાંરે સંસારમાં એ રાગ.
લાગીછે મોહની તારીરે ગોવાલા મને લાગીછે મોહની તારી.
જે દીને મળ્યા મુને જમનાંની તિરે,
શુધ બુધ ગઈ શામ મારીરે; ગોવાલ ૧
પળ એક પ્રિતમ દેખુ નહીતો,
વ્યાપે વીચાર મન ભારીરે, ગોવાલ ૨
સાસુ નણદ વેરી થયાં માહારાં,
પરણ્યાને મુકી વીસારી, ગોવાલ ૩
ભ્રાંતિ ભૂલીને ફર ભવમાં રખડતી,
ઓળુ ગોકુળ ગીરધારીરે. ગોવાલ ૪
લજ્જા છોડી મેંતો માત પિતાની,
શામળા હું તમ પર વારીરે. ગોવાલ ૫
જન્મો જન્મ મને જદુવિર મળજો,
ગોવરધન બલીહારીરે, ગોવાલ ૬

## ગરબી ૭૫

રાગ ઉપર પ્રમાણે.

શામળાનું સુખ લાગે સારૂંરે સાહેલી મને શામળાનું.

આંખડી ઠરે અલબેલાને જોઇને,
શાગ વિણ સરવે નઠારૂરે, સાહેલી ૧
પ્રિતડી બંધાણી મારે હરિ સંગે પૂરી,
મનડું વળગ્યુ છે જઇ મારૂરે, સાહેલી ૨
નેહથી નરખી મેતો પ્રેમમાં પરખ્યા,
રૂપ રશીલુ મન ધારૂરે, સાહેલી ૩
શું કહુ વાત એની વશ હુંતો થઈછુ,
પ્રિતમને પળના વીસારૂરે સાહેલી ૪
નેતિ નેતિ એવું વેદમાં ગવાયું,
એ જોઇ મનડું આ ઠારૂરે, સાહેલી ૫
ત્રિકુલ વરી હુંતો પૂર્ણ પદ પામી,
ગોવરધન નામ જપુ તારૂરે. સાહેલી ૬

## ગરબી ૭૬

રાગ ઉપર પ્રમાણે.

ક્રાન્તિ છે કામણુ ગાળીરે કાનાની જુઓ કાન્તિ છે.
કામણુ કરીને મને વશ કરી દીધી,
નેન કટાક્ષ બાણુ મારીરે, કાનાની ૧
હશી હશી હેરી વાસે મોહની લગાડી,
બોલી બોલે છે સ્નેહ વાળીરે, કાનાની ૨
ચિતડુ ચોટયુંછે એની નંદના કુવરમાં,
જદુવિર જાતા ભાળીરે, કાનાની ૩
શું કહુ હરીએ મુને હાથ લગાવી,
વચન આપ્યુ વન માળીરે, કાનાની ૪
જાવા કહ્યું મુને જમુનાને આરે,
મળશે ત્યાં મુજને મોરારીરે. કાનાની ૫
ગોવરધન કહે સ્વામી આવે મુંજ મારે,
ખાંતે રમાશું લેઈ તાળીરે, કાનાની ૬

## ગરબી ૭૭

રે વાંદલડી વેરણ થઇ લાગીરે વ્રજની નારને એ રાગ.

હો છબીલાજી માનીને શીખામણ મથુરાં નાજશો,
શું કહુ ઝાઝું ગોકુળ મૂકી નાથ નમેરા નાથશો. ટેક.
વૃજનારીનું વાર્યુ કરજો મારૂ વચન તમે રૂદે ધરજો,
મને મારીને ડગલાં ભરજો, હો છબીલાજી ૧
પ્રથમ પાતળીઆ પ્રિત કીધી વાંશળીએ વશ કરી લીધી,
મને મોહથી વીમળ કરી દીધી હો છબીલાજી ૨
વશ કીધી મને વનમાળી બહુ સ્નેહ તણી લાગી તાળી,
કેમ જાય ઊંડુ અંતર બાળી, હો છબીલાજી ૩
માટે કરગરી કહું ગરૂડ ગામી માનો વચન મારૂ અંતર જામી,
તમે છો ગોવરધનના સ્વામી, હો છબીલાજી ૪

## ગરબી ૭૮

રાગ ઉપર પ્રમાણે.

મારા અલબેલા આતુર આ નારીથી અળગા નાથશો,
જીવ જંપે નહી માટે મોહન મૂકી મથુરાં નાજશો, ટેક
તમ મુખ જોઇ મુજને સુખ થાયે તમ દર્શનથી સહુ હરખાયે,
વિયોગે જીવ ફૂટકી જાયે, મારા અલ ૧
મેં વાત જાણી હરી જવાની લીધી આખડી અંનજ ખાવાની,
મને મોહની લાગી માવાની, મારા અલબે ૨
માટે નતજો ગોકુળ ગીરધારી સહુ વળગી છે વૃજની નારી;
સાંભળજો આ અરજી મારી, મારા અલબે ૩
કહે રાધા આવી શીર નામી છો અવનીના અંતરજામી;
તમો ગોવરધનના છો સ્વામી, મારા અલબે ૪

## ગરબી ૭૯

નાંખેલી પ્રેમની દોરીરે ગલામાં મુને નાંખેલી. એ રાગ.

મારીછે નેન કટારીરે શામળીએ મુને મારીછે નેન કટારી. ટેક.
મથુરાં નગરી અમો જાતાં મહી બેગા,
સરખી સાહેલી મદ ભારીરે, શામળીએ ૧
આયો અચાનક નંદનો લાડીનો
કાનુંડે મોરલી કરમાં ધારીરે. શામળી ૨

મોર મુગટ સીર ઉપર ધાર્યો,
રોકી ત્યાં સબ બ્રિજ નારીરે, શામળી ૩
પાસે આવીને મારો પાલવ પકડયો,
ઝાલી કીધી ઝક ઝોરીરે શામળી ૪
મારગ વચ્ચે આવી ઉભો મન મોહન,
દાણ માગત ગીરધારીરે. શામળી ૫
ગોવરધનકો નાથ છબીલો,
એ પર જાઉં બલી હારીરે. શામળી ૬

## ગરબી ૮૦

રાગ ઉપર નો.

મુરતી વશી છે ઉર તારીરે શામળીઆ વાલા મુરતી.
ફુલોના ગજરા બાધ્યા હાર ગુલાબી,
આંખડી ઠરે જોઇ મારીરે, શામળી ૧
મધુવન જઈને વાલો ઘેન ચરાવે,
મન્ન ઠરે બ્રિજ નારીરે. શામળી ૨
મોરલી બજાવે વાલો જુમનાં કે ઉપર,
મોહીત થાય પની યાગીરે શામળી ૩
મગન મગન સબ વ્રજ વિનના જન,
મગન ગોકુલીયું ભારીરે, શામળી ૪
માત જશોદા ઓર મગનહે નંદજી,
મગન વ્રષભાનકી દુલારીરે, શામળી ૫
મગન ગોવરધન હરિરસ ગાઇને,
કોટિક વાર બલી હારીરે, શામળી ૬

## ગરબી ૮૧

ક્યાં ગયોરે પેલો મોરલી વાળો હમારાં ઘુંઘટ એ રાગ.

આવો આવો આવો વહાલા મુજ મંદિરીએ આવોરે,
લાવે લાવો લાવો વહાલા વાંસલડીને લાવોરે, આ ૧
વળગી વળગી વળગી વહાલા આવી તમોને વળગીરે,
અળગી અળગી અળગી સ્વામી ન કરશો કદી અળગીરે, આવો ૨

મોહી મોહી મોહી હું તો હરિવર તમને મોહીરે,
જોઇ જોઇ જોઈ જીવણ જીવું છું તમને જોઇરે. આવો ૩
મેલી મેલી મેલી મેલો લાજ સરવની મેલીરે
ઘેલી ઘેલી ઘેલી ઘેલી બનીગઇ હું ઘેલીરે. આવો. ૪
ઝાલો ઝાલો ઝાલો આવી હાથ હમારો ઝાલોરે
આલો આલો ગોવરધનના સ્વામી સુખડાં આલેરે. આવો. ૪

## ગરબી ૮૨

રાગ ઉપર પ્રમાણે.

શા વાંકે શામળીએ મુજને તનથી અળગી કીધીરે,
ભરજોબનમાં થઈ હું ભામા શામળે સોધ ન લીધીરે શાવાંકે ૧
ગમે નહી મને ગોકુળીઆમાં હરિની વાટડી જોતીરે.
વ્રહની વેદના જાગી તનમાં સાળુડે આંસુ લોતીરે શાવાંકે ૨
વંદ્રાવનમાં રાસ રમાડી શામળે સુખડું દીધુંરે,
હવે વીસારી વ્રજ વિનતાને કડવું હઇડું કીધુંરે. શાવાંકે ૩
માત પીતા કહે વળગણ વળગ્યું હું મારી મત જાણુંરે,
દુરીજન લોકો બોલે બાળે પણ મનમાં નવ લાવુંરે. ૪
ઘણું થયું ગીરધારી આવો વીયોગ ટાળો વહાલારે,
વ્રજ વિનતાને રાસ રમાડો ગોવરધનના લાલારે. ૫

## ગરબી ૮૩

સાંભળોરે મારી સગી નણદીના વિર એરાગ. ગીતનો.

ચાલોરે મારી સરખીને સહીયર, જમુનાંમાં જઇએરે આપણુ ઝીલવારે લોલ
આજે રૂડો દશરાકેરો દિન રમીએ ગરબે ગાઇ મન રીઝાવવારે લોલ ૧
પેહેર્યાંછે કંઇ આભૂષણ અપાર સરખીને સહીયેરો ચાલી સાથમાંરે લોલ
ઝમઝમ વાજે ઝાંઝરનો ઝમકાર કોરીશી માટલીઓ લીધી હાથમાંરે લોલ ૨
આવ્યાંછે સૌ જમુનાંકેરે તિર આભુષણ ઉતારી પાળે મેલીયાંરે લોલ
સરવે સખીઓ તાળી લેતાં હાથ જમુનાંમાં ઝીલીને સરવે મગન થયાંરે લોલ
એટલામાં ત્યાં આવ્યા નંદકિશોર વસ્ત્ર સૌ હરીને વિઠલ કદમ ચડયારે લોલ
ગોપીને થઈ વસ્ત્ર ગયાની જાણ બાવરીથઇને તે લાગી ખોળવારે લોલ ૪
હરિએ કીધો વાંસલડીનો સાદ ગોપીઓ જોઇને લજ્જા પામીયેરે લોલ
આપો આપો કામણગારા દાન અમો સરવે આવી સુરતક નમાવીએરેલોલ

કાનો બોલ્યા કરીને કીલકાર નારીઓ નીકળીને આંગેો બારણેરે લોલ
તોકુ તમને આપું સહુ સણગાર છોકરડાં હીંદોળુ સુતાં પારણેરે લોલ ૬
કાનાં તુજને નિર્લજને શીલાજ કપટની વાતો તે અહીં ના કીજીએરે લોલ,
જઈને કરશુ જશોદાજીને જાણ માટેરે મોહનજી મનમાં બીજીએરે લોલ ૭
અલબેલાજી માનો હમારી વાત સાસુડી અમારાં ઝાઝું ખીજશેરે લોલ,
બોલ્યા કાનો કહુછું તુજને નાર સાસુડી ખીજશેતો મારૂ શુંજશેરે લોલ, ૮
માટે નારી સીધાની હોય ગર્જ બાહરરે નીકળીને બોલજ કીજીએરે લોલ
મોહન મારા અમે વહુવારૂ નાર સમજીને શીખામણ માની લીજીએરે લોલ ૯
આજે રૂડો દશરા કેરો દીન ગરબેરે ગાવાનુ મનછે અતીઘણુંરે લોલ,
માટે મોહન આપોને શણગાર પરણ્યો પીટયો નામ વગોવે આપણુરેલોલ ૧૦
કહે શામળીઓ સાંભળ વૃજનીનાર નીકળને બાહેરકે જાઉં ગામમાંરે લોલ,
આટલા દીવસ ચોરી જાતી દાણ આજેતું આવીછે મારા દાવમાંરે લોલ ૧૧
કરને તારા કંશરાયને જાણ કંશરાયશું કરશે તારો મુજનેરે લોલ,
દાવમાં આવીછે નાર ઠમાર ગોકુળમાં [illegible] બાંધી તુજનેરે લોલ ૧૨
નારી બોલી જોડીને હાથ જાદવજી [illegible] કાંઈ ન [illegible] લોલ,
હાથ જોડીને કરગરીએ માહારાજ [illegible] મોહન [illegible] લોલ ૧૩
મોહને નવ માન્યું કહેવું [illegible] બાહેરરે સઘળી નારીઓરે લોલ,
લજ્જાવાળી થઈછે સહીયર સાથ ગોવરધનના નાથ હસીલે તાળીઓરે લોલ ૧૪

## ગરબી ૮૪

મોહન મુકીદો, મહીની મટુકી મારી,
ઘેલા શું થાવછો ગુણવંતા ગિરધારી. ૧
છેડો નવ ઝાલો વિઠ્ઠલજી હું વારૂ,
અમોતો અલબેલા વાલમજી વહુઆરૂ. ૨
જાણે વાતલડી સાસુ મારી લડશે,
કહુછું કેશવજી નણુદી મુજને નડશે. ૩
પ્રીતમ પ તળીઆ પરણ્યો મારો પાપી,
જઈને કહે કોઈ કાળજુ કાઢે કાપી. ૪
માટે મોહનજી મુકો મુજને વાલ,
અજાણ્યા શું થાવછો નંદજીના લાલ. ૫

કરગરી કહુછુંરે તમને અંતરજામી
મળશું કોઇ દહાડે ગોવરધનના સ્વામી. ૬
જાને છોગાળા છળની વાતો જાણી,
હું તો બીજીરે નહી એ રાધારાણી ૧
કહુંછું સાચુરે કરશો નહીં કંઇ ચાળો
નહીતો મોહનરે ખાશો મુખથી ગાળો. ૨
નાંખશો હાથરે હૈયા ઉપર વાલા,
તોતો ત્રીકમરે તુટશે મોહન માલા. ૩
છોડો છેડોરે ફાટે સાળુ મારો,
તું કહેવાયોરે કાના કામણ ગારો. ૪
આઘા રેહેજોરે ચોળીની કસ તુટે,
મસ્તાઇ કરતાંરે મહીની ગાગર ફુટે, ૫
માટે કહુંછુંરે તમને હુંશીર નામી,
મુકો મારગરે ગોવરધનના સ્વામી ૬

## ગરબી ૮૫

રાતલડી કોની સંગે જાગ્યા. એ રાગ.

કામણગારા કાને કામણ મને કીધું, મારૂ ચિતડુ ચોરીને લીધુ કામણ
કરે રૂડાં લટકાં નંદનો લાલો, હશી હશી હેત કરે મુને વાલો,
બોલાવે છે રાધિકા કહીને રૂપાળો. કામણગારા ૧
વળી આવે મુજ ઘરમાં વનમાળી, વજાડે રશીઓ વાંસળડી રૂપાળી,
લાગી મને તેથી ત્રીકમજીશું તાળી. કામણ ૨
છાનું મુજ માતથી ગોરસ પાતી બેસારીને ચિતરૂડાં ગવરાતી,
જોઇ જદુવિરે ઠરે મુજ છાતી. કામણ ૩
હરિ વીણુ ગમે નહી પળ મુને. કહુશું સ્નેહ તણી ગત તુને.
જાણે રાખુ રદયની ઉપર પ્રભુને કામણ ૪
જાઉં જળ ભરવા સુંદર સંગાથ ગમે નહી સેખીઓ તણા મુને સાથ,
એવી કરી ગાંડી ગોવરધન નાથે. કામણ ૫

## ગરબી ૮૬

રાગ ઉપર નો.

મોહનજીએ મોહની કીધી મુજને હવે શું કરે પુછુછું તુજને મોહનજી.
ગાંડી થઇ ગોવિંદની સંગ જાતાં કરે લોક વાત બહુ સરમાતાં,
સાસરીયાંતો અવગુણ મારા ગાનાં, મોહન ૧
ભુલી હું તો જ્ઞાન આતનનું મારી વસ્યો મન માંહે ગોવિંદ ગીરધારી
જાણે વાગી કાળજે કટારી. મોહન ૨
દોવા જઊં ગાય દાંણી ભુલી જાતી મુકીદઇ આંચળ શીંગડાં સાતી,
ગોતર છોડી ગાયને ઘણી ખવરાતી, મોહન ૩
સાળુ સાટે ધોળુહું ધોતીયું ઓઢું પલંગ મુકીયા પાથરણે જેઇ પોઢું
પીળુ સોનુ દેખાય જાણે લોહુ. મોહન ૪
એવું ચિત ફટકયુ છે બેની મારૂ પતિ પરણ્યા પર નજર નધારૂ,
ગોવરધનના સ્વામીનું સુખ લાગે સારૂ મોહન ૫

## ગરબી ૮૭

આવજો આવજો જીમનાં ઘાટ ત્યાં મળશું. એ રાગ.
હું તો કહું છું ગીરધરલાલ નવ અડશો. ટેક.
હું તો કહું છું શરણે રહું છું દુખડાં સહુછું,
ગીરધરલાલા નવ અડશો.
નિત નિત ઉઠી તમે અબળા રોકોરે,
વળી કોઇનો છીનવી લ્યોછો માલ. ગીરધર ૧
મસ્તાનો થઇ વળી મારગ બેસેરે,
કરે છે નારીને બેહાલ. ગીરધર ૨
માટ ભાગીને વળી માંખણ ખાતોરે,
કોઇના તોડે છે હૈડા કેરા હાર. ગીરધર ૩
પણહું શામળીઆ નહી સાંખવાનીરે
ગોવરધનના સ્વામીજી ખાશો ગાળ. ગીરધર ૪

## ગરબી ૮૮

અળગો રેહેજે અલબેલ, નહી સાંખુ.
અળગો રેહેજે માગી લેજે રહમે રેહેજે,
અલબેલ. નહી સાંખુ. ટેક.
નજર કરોછો પણ અહી નહી સરશેરે,

આમ જમીને શાનો મેળ. અલબેલ નહી ૧
મુકો મોહન મારો પાલવ હાટેરે,
જાણ્યો ભોળાળો તું છકેલ, અલબેલ નહી ૨
કપટ ભરીછે તારી આંખડી કાનારે
પણ તુછે ચંપોને હુંતો કેળ અલબેલ નહી ૩
ગોવરધનના નાથકું કહુછુંરે,
મહીની મટુકી મારી મેલ. અલબેલ નહી ૪

## ગરબી ૮૯

જાઓ જાઓ નંદના લાલ, નિર્લજ તમે
જાઓ જાઓ, શીદ બોલાવો, મેંણો ખાઓ,
નંદલાલ, નિર્લજ તમે ટેક.
લાજ મુકી તમે સરવ જનનીરે,
તારી સંગમાં નથી કંઇ માલ. નંદલાલ ૧
સાસુ સાંભળતાં તમે શીદને બોલાવોરે,
પચ્યેતો કરેછે બેહાલ. નંદલાલ ૨
ચિતડી કરોછો પણ રીત નવ જાણોરે,
તુંતો કરેછે ખોટા ખોટા ખ્યાલ. નંદલાલ ૩
ગોવરધનના સ્વામી કોઇ દીવસરે,
ના આપવા પાઇનો માલ નંદલાવા ૪

## ગરબી ૯૦

આવો આવો રાધા નાર, કાંઇ આપુ.
આવો આવો, મન મોહાવો, લઇએ લાહાવો.
રાધાનાર. કાંઇઆપું
વાટડી જોઇને હુંતો બેસતો જમુનાંપરરે,
તારે માટે લાવ્યોતો રૂડો હાર. રાધા, કાંઇઆપુ ૧
આવ આવ પ્યારી મારી પળ નવ મુકુંરે,
તુંતો લાગે મુને દિલદાર, રાધાનાર કાંઇ ૨
માતાથી છાની હુંતો સુખડી લાવ્યોરે.
હારે માટે એ ભખુની દુવાર. રાધાનાર ૩

ગોવરધનના સ્વામી શું શું વારેરે,
તું છે મારા કંઠડા કેરી હાર. રાધાનાર ૪

## ગરબી ૯૧

ઓય હાયરે પાનીને ધુમકા મચાયા. એ રાગ.
હો રંગ લુંટયો વાલમે મારો વાટમાં,
મને રોકીતી જુમનાં ઘાટમાં. બેન હો રંગ. ટેક
વદ્રા વનમાં બેઠોછે કાન દાણી,
મને જીવણે આવતી જાણી.
મારે માથેથી લીધી એણે દાણી. બેન, હોરંગ
હુંતો જાણુતીજે જદુવિર ડાહયો,
મારૂં રૂપ દેખીને લલચાયો,
મને વચન આપીને કાન વાહયો, બેન, હોરંગ ૨
વળી મુજ સંગે પ્રિતડી જોડી,
ચોળી રોળીને કસ મારી તોડી,
શીશ ગુંથેલી લટ વછોડી, બેન, હોરંગ ૩
કહ્યું ગરીને શીર નામી, મને મુકો હવે અંતરજામી,
તમે ગોવરધનના સ્વામી. બેન, હોરંગ. ૪

## ગરબી ૯૨

રાગ ઉપર પ્રેમાણે.

હો ગુણવંતા ગોવિંદ ગાળ ખારો,
મુજસંગે કાલા નવ થાશો લાલ. હો ગુણ
મુકો ખેડો સાળુ મારો ફાટે,
લોક જુવે વંદ્રાવન વાટે,
થાય ઝગડો આ જુમના ઘાટે લાલ. હો ગુણવં. ૧
સહુ નારી તણી ગત જાણે,
રોજ રાધાની ચુંદડી તાણી,
તુતો આપને આપ વખાણે લાલ. હો ગુણવતા. ૨
નહીં આપુ હું દાણ તુને વાલા,
ધારશું હોયતે કર નંદલાલા,

છાકેલાછો છેલ ગોપાલા લાલ.  હો ગુણવંતા.  ૩
કરો નફટ નેનના ચાળા, રહો વેગળા કાનજી કાળા,
મુકો મોહન ટુટશે માળા લાલ. હો ગુણવંતા.  ૪
અમે કહીશું જશોદાને જઇને,
સહુ ગામ રહ્યું છે ગભરાઇને,
તારા ત્રાસથી રહયા અકળાઇને લાલ. હો ગુણ.  ૬
રહો વેગળા વિઠ્ઠલ વાત કહું છું,
વેળા વીતી ખોટ હું તો થઉં છુ,
મહી વેચવા મથુરાંમાં જઉં છું. લાલ.  હો ગુણ.  ૬
ગઇ સંગની સાહેલી સહુ મારી,
કહે સાસુને જઇને તે નારી,
થાશે ફજેતી મારી તમારી લાલ  હો ગુણવંત.  ૭
મને બીક ઘણીછે દુરીજનની,
પરણ્યો વાટ જુવે વહાલનની
શીખ સાંભળો આ ગોવરધનની. લાલ  હો ગુણ. ૮

**ભાગ ૧લો સમાપ્ત.**

# ભાગ બીજો.



## પદ ૧

સાધુકી સંગત પાઇ જીસને સાધુકી સંગત પાઇ.
બહુતહે ઉસકી કમાઇ જીસને સાધુકી સંગત પાઇ. ટેક.
સાધુકી સંગે વૈકુંઠ જાવે હરિકા નામ સુનાઇ,
માતાકા બચને ગોપીચંદરાજા અંગે ભભૂત લગાઇ જીસને
જાલંધરકા સંગ કીયા જબ અમર કાયા બનાઇ,
ભર્તરી રાજાએ જોગ લીયો જબ સોળસેં રાની તજાઈ જીસને ૨
ધ્રુવજીએ ત્યાગી અપની મૈંકુ બનમે અલગ જગાઈ,
બાજનશા બાદશાહને છોડી રાજ ધરી ફકીરાઇ. જીસને ૩
ધના ભક્ત રોહીદાસ ઓ સબને સંતકી સંગ મીલાઇ.
ગોવરધન કહે સંત બનો સબ દેખોએ મીરાંબાઈ. જીસને ૪

## પદ ૨

અવસર અમુલખ જાવે મુરખ આ અવસર અમુલખ જાવે,
પાછળ બહુત પસ્તાવે મુરખ આ અવસર અમુલખ જાવે.
આ અવસર દેવનકુ દુર્લભ સોતુ વૃથા ગુમાવે,
માત પિતા બંધુ સુત વૈરી નીજ નીજ સ્વારથ ગાવે. મુરખ ૧
આળ પંપાળ કરાવે સારી હરિકા ભજન ભૂલાવે,
સગા સરવ હે દુસ્મન અપના હેત બહુત દેખાવે. મુરખ ૨
ભવ સંહારણુ ભજન હરિકા ઓ સબ દુઃખ છોડાવે,
ભૂલે ગાજો સમરણુ ઉનકા નર્કકે કુંડ ઝુકાવે. મુરખ ૩
જમાકંકર આવેગા દોડી લોહ જંજીર લગાવે.
ગોવરધન કહે સત ગુરૂશીવે ઓહે પ્રાણી સુખ પાવે. મુરખ ૪

## પદ ૩

જનમધરી ક્યા કમાયો દીવાના જનમધરી ક્યા કમાયો,
ફોગટ ફેરો ખાયો દીવાના જનમધરી ક્યા કમાયો. ટેક
જુવતિકી સંગે જુગતી મીલાઇ મોદસેં ખુબ ખીલાયો,
હરિજન સંગે હેત ન હોતે પાપસેં પેટ ભરાયો. દીવાના ૧
પ્રભુકા નામ જપે નહી કૈં દીન હીરાસો હાથે ગુમાયો,
મુવા મનુષ્યકા જન્મદીયા જબ જીતકી બાજી હરાયો. દી. ૨
બેર રખેગા શું સમકી સંગે રાવન ટેકે પહુચાયો,
આયુષ્ય સરવ ગુમાયો વથા તુને અંતે બહુ પસ્તાયો. દી. ૩
કાળ કતાંત દીસતહે યમ દૂત મારસેં ઝીક બગાયો,
ગોવરધન કહે રામ ભજે બીન નર્કકે કુંડ ઝુકાયો. દીવા. ૪

## પદ ૪

નિયંતા નાથરે તનેનમી નમી કરૂ પ્રણામ. શ્રીરામ
સમરીલે રામને તારી કાયાનોશો વિશ્વાસ, ટેક
ભુલ્યો ભમે કેમ ભવમાં રખડતો,
તેથી અંતે થશેરે વીનાશ. સમરલે ૧
કુ પટ કરવુંન કદાપી,
નવ રાખવી બીજાની આશ સમરલે ૨
એક હરિનો આશરો મોટો,
બીજો નહીં આવે અંતે પાસ. સમરલે ૩
આશરો લીધો પ્રહલાદે ભારે
હરિએ સ્થંભમાં પૂર્યો વાસ. સમરલે ૪
પાંડવ પાંચે દહનથતા તા,
દોડીને આવ્યા ત્યાં અવીનાશ, સમરલે ૫
પંચાળીનાં જ્યારે પટકુળ તાંણ્યાં,
આપી શક્ત્ય અંબર દીધી આશ. સમરલે ૬
મંગા ત્રટે અહલ્યા શલ્યા થઇને,
આશથી પામી વૈકુંઠ વાસ. સમરલે ૭
એમ સહુનાં કારજ સરીયાં,
હરિ શરણે છે ગોરધન દાસ. સમરલે ૮

## પદ ૫

નાથ કંસે ગજકો બંધ છોરાયો. એરાગ
નાથ મુઝે તેરા ભરોસા ભારી.
જાુઠહે ખલક ખુવારી. નાથ મુજે તેરા. ટેક
કુટુંબ કબીલા સબહે કચ્ચા સચ્ચાહે ધનુષ્ય ધારી.
એસો રામકા સમરન કરલે હેઉનકી બલહારી. નાથ. ૧
પથ્થર ડાલે પંનીકી ઉપર અઠાર પદમ ઉતારી,
રાવણ સરખા રનમેં રોલા પલમેં લંક ઉડારી. નાથ ૨
સુરપનખાકા કાન કટાયા ઓર તાડીકા સંહારી,
બનમેં બોરલીયા સબરીકા ઓહે રામ ગીરધારી. નથ. ૩
ભકતા ધીન ભગવંત સદાતુમ પ્રગટ ભયે અવતારી,
હરીજન ખાતર આયે ખલકમેં કોટી રાક્ષસ મારી. નાથ. ૪
નરશીહકો ઘર શ્રાધ કીયો સત સાતકી હુંડી સીકારી,
ધના ભક્ત કો ખેત બબાયો બીના હલ હથીયારી. નાથ. ૫
બોડાણાકે ખાતર હરિ તુમે દ્વારિકા પુરી બીસારી,
ગોવરધનહે દાસ તુમેરો શરણ રહેગો તુમારી. નાથ ૬

## પદ ૬

તેરો તનહે પાની પરપોટો.
ખેલ મચાયોહે ખોટો. તેરાતનહે
કાયાકી બાગતો કારમી દીસે જાણે હજારી ગોટો,
વાર ન હોંતે વણસતાંયારો જમરા લગાવે સોટો. તે ૧
દુનીઆમે હરિ નામ બડાહે ભુખે કુદેના રોટો.
ખેલવો માયામે ખાંડાકી ધારે વજર કછોટો. તે ૨
પ્યારીકી પ્રીત લગાવે પરસેં એ રોગ સબસેં મોટો,
કુબ્યા કંઇ દુનીઆમે યારો કોણ બડો કોણ છોટો. તે ૩
કૌરવ કુળ નીકંદન કીયો સત કૈઆકો ત્રોટો,
રાવન પલમેં મારદીઓ દેખો નારીકા ખ્યાલહે ખોટો તે ૪
રાખો સુરત સબ હરિકી સંગે રાધા કૃષ્ણકા જોટો,
ગોવરધન કહે હરિકા ભજનસેં કોન હોવેગા છોટો. તે ૫

## પદ ૭

અપરાધ ક્ષમા કર મારો એ રાગ.

પ્રભુ હું શરણે આવ્યો છુ તમારી,
પ્રભુ હું શરણે આવ્યો છુ તમારી, પ્રભુ ટેક.
કર અપરાધ ક્ષમા હરિ મારો હુછું દુર વિકારી,
પાપે ભરાયો પિંડ પ્રભુ આ કયાં જાઉ દુઃખ પોકારી. પ્રભુ ૧
સંત સમાગમ કીધીન સાચી નગાયા ગુણ ગીરધારી,
નવ કીધુ મં પુન્ય પરમારથ શીગતિ અંતે ઘનારી પ્રભુ ૨
માયામાં મંડયોછું મોહન ભમીયો જગમાં ભારી,
કુટુંબ કબીલામાં મગન રહ્યોછું મોહ્યો પર ધનનારી પ્રભુ ૩
દોશ સામુન્ને જોશો દયાળુ નથી નીકળવાની બારી,
ગોવરધન હું દાસ તમારો એટલી અરજ છે મારી. પ્રભુ ૪

## પદ ૮

રાગ કાફી.

કાળ માથે ફરતોરે આવરદા ઓછો કરે,
નથી ઝાઝુ રેહેવુરે મારૂ તારૂ શીદ્યા કરે. ટેક.
બાળ પણુ ખેલ્યામાં ખોયું જોબનમાં મદ કામ,
મન પ્રાપ્તિ અર્થે અથડાતો નજપ્યા મુખે શ્રીરામ,
આજ ધુતી ધનનેરે લેવા અતિ પ્યાર ધરે. કાળમાથે ૧
તું જાણેજે જીવવું ઝાઝુ પણ નથી પળ વીશ્વાસ,
આજ કાલમાં વાયદો આવ્યો વાટય જુવેછે યમદાસ,
વાર નથી તોપણુરે કેમ મન નવ ડરે. કાળમાથે ૨
ભંડાર ભરીને શું કરશેતું નખાધુ ખરચ્યું નજાય,
કોડી નહી આવે કામમાં તારે અંતકાળે સંગાથ,
પકડયો કે પકડશેરે માથે કાળ ચક્ર ફરે. કાળમાથે ૩
વેર કર્યું કેમ વિપ્રેની સાથે નસેવ્યા સંતને સાર,
નિશ્ચિત થઈ ભક્તિ નવ કીધી, થાશો નર્ક અધિકાર,
ચોરાશીનું લારરે માર્ગી કેમ માથે ધરે. કાળમાથે ૪
માન કહ્યુ મુરખ મત મેલી સુંદરી છોડી ભજ શામ,

ગોવરધન કહે હરી શરણે થઇ જાશો અવીચળ ધામ,
હરિવીણુ ખોટું રે નહીં કંઈ અર્થ સરે. કાળમાંથી ૫

પદ ૯

રાગ ઉપર પ્રમાણે

અવસર રૂડો આવ્યોરે દેવે કીધી પુરી દયા,
પાપીને પરહરવારે પુર્ણ પ્રગટ થયા. પ્રભુ ટેક.
જગત પ્રસિદ્ધછે વાત હરિની તે કેમ વિસરી જાય,
મશતા માં મન પ્રોવે પ્રાણી જુગજીવનના જપાય,
જપમાં જન ઝાઝારે ત્રષ્ણા છોડી તારી ગયા. અવસર
જો ભૂલ્યો ભવમાં હરિ ભક્તિ તો ગુમાયો રૂડો દેહ,
અંત કાળે લેવા જમ આવે તેમાં નહી સંદેહ,
માયાને અંધારે બહુ જત અથડાયા. અવસર. ૨
માયાછે સરદાર સરવમાં મોહ લાલચછે સંગ
કામ ક્રોધ બણુને હુપદ કરે ભજનનો ભંગ,
સંગેછે સંગીરે માટે નવ જાશો વહ્યા અવસર ૩
નાશનું નાણું નવ સંઘરતાં નીરભે ધરજે નામ,
અવસર આવો નહી મળે તુજને કરજો કોટી કામ,
રામ નામ સમરરે ભક્ત ઘણા અવિચળ થયા. અવસર ૪
જાગીને જો જુગ વહી જાશે અજ્ઞાન રૂપી અંધકાર,
જ્ઞાન રૂપી દિપક સળગાવી ઓખળ ધર્મ કુમાર,
ગોવરધન કહેછે રે એમ સહુ કહી ગયા. અવસર ૫

પદ ૧૦

કબ સમરોગે રાગ અબ તુમ કબ સમરોગે રામ,
ભૂલ ગયે શીતા સ્યામ અબ તુમ કબ સમરોગે રામ,
બાલાપના ગમતમેં ગુમાયા જોબનમાં મદ કામ,
નાત જાત ઓર કુટુંબ કબીલા બડા નીકાલા નામ અબ ૧
ધાઈ ધુતી સબ એક ખલકમેં લાખુ મીલાયા દામ,
ખ્યારીકુ પાઉ બીસારે નપ્યારે ખુબ બનાયા ધામ. અબ ૨
ગર્વ સર્વસેં બહુત કીયાહે નીચહેં તુમસેં તમામ,
ખુબ ખેલસેં જોબન ગુમાયા લોળા હુવા મીટીશામ અબ ૩

પરપંચકી પટલાઇ કરતહે બુઢા નીકાલા નામ,
ગોવરધન કહે સુનો સબ ભાઇઓ રાખો હરીસેં હામ  અબ ૪

## પદ ૧૧

જે કોઈ પ્રેમી અંશ અવતરે પ્રેમરસ તેના ઉરમાં ઠરે.
હરિ સમરણના કર મુરખતેં હરિ સમરણ ના કર્યું
પાપે પેટજ ભર્યું મુરખતેં હરી સમરણ ના કર્યું
માયામાં મંડાણો પ્રાણી પરવીત જાણી હર્યું
ગાયા નહી તેં ગુણ ગોવીંદના કુકર્મે તન ભર્યું  મુરખ ૧
ધન મેળવવા ધાતો હીંડે કુડ કપટ આદર્યું
સંત સમાગમ કીધીન સાચી મન કોથી ના ડર્યું  મુરખ ૨
આ સંસારે જન્મ પામીને સારથક કંઈ ના કર્યું
રામ નામ ના જપ્યા કદાપી કારજ કંઇ ના સર્યું  મુરખ ૩
આ આયુષ્ય તેં વ્રથા ગુમાયો સુકૃત ના સંઘર્યું,
ગોવરધન કહે જમપુરમાં જઇ ભોગવ તારૂં કર્યું. મુર. ૪

## પદ ૧૨

પરીબ્રહ્મ ભજે જન જેહરે તેહ જગમાં જીવ્યો.
મુખે કૃષ્ણ કૃષ્ણ કીરતારરે તેહ કુળમાં દીવો.  ટેક.
એ વિણ સરવે દુખછેરે સુખીયું શ્રીહરીનુ નામ,
નામ નજાણ્યું તેરે અભાગી, ભાગ્ગી ભજે શીતારામરે. તેહ ૧
મુરખ મમતમાં માહાલશેરે તે સહુ આળ પંપાળ,
પછી પસ્તાશો પ્રાણીઆરે માટે ગાજે ગોપાળરે,  તેહ ૨
કુટુંબ કબીલો કામ નઆવે પુત્ર અને પરીવાર,
મુકી હવેલીને ચાલવુરે લાગે મુગદળ મારરે.  તેહ ૩
ઉચી ઇમારત છાજતીરે અખુટ રીદ્ધ અપાર,
તે છોડી જાવુંછે ભાઈ પલકમાં અંગ થશે અંગારરે. તેહ ૪
મોટા પણ મરી ગયારે રંક અને વળી રાય,
જાયુ તેહ જવાનુ સરવે કાળ સરવને ખાયરે  તેહ ૫
એવુ જાણી હરીને ભજ્યોરે તે તો કમાયો રોક,
ગોવરધન કહે ભુલ્યો પ્રાણી ફેરો ખાધો ફોકરે.  તેહ ૬

## પદ ૧૩ મું

રાગ ઉપર પ્રમાણે.

અવસર અમુલખ ગયો મુરખ આ અવસર અમુલખ ગયો.
પણ હરિભક્ત ના થયો મુરખ આ અવસર અમુલખ ગયો.
બાળપણું ખેલ્યામાં ખોયું જોબન મદનોં ભર્યો,
કુટુંબ કબીલો પુત્ર પ્રમદા તે જોઈને જીવ ઠર્યો મુરખ. ૧
તાકે પરધનને પરનારી સંતોષે ના રહયો,
એમ કરતાં બુઢાપણ આવ્યું જરૂર જોબન વહયો. મુ. ૨
કાય થરથર કંપે પ્રાણી મમતામાં મન રહયો,
નવ માને અગ્નાકો તો પણ રામ મુખેના લહયો. મુરખ ૩
નાત જાતમાં નામજ કાઢયું મનથી મોટો થયો,
ગોવરધન કહે એવો જીવતે જમપુરમાં જઇ રહયો. મુરખ ૪

## પદ ૧૪ મું

રાગ ઉપર પ્રમાણે.

જમને હાથે જડે મુરખતું જમને હાથે જડે,
તારાં મોટાં પાપને વડે, મુરખતુ જમને હાથે જડે.
માલ ખજાના રેહેશે સર્વે અંતેતુ રંડવડે,
હરિ નામનો હીરો મુકી કેમ પથ્થરસુ પડે
નથી કંઈ સુકૃત તુજપાસે આગળજઇને અડે,
ઘોરકર્મની શીક્ષા થાતાં લાંબેરાગે રડે. મુરખ ૨
ચીત્ર વીચીત્રો પાનું જોઇ કહે કુભી પાકમાં પડે,
પાપી પ્રાણી નર્ક કુંડમાં ઘણા દીન તું સડે. મુરખ. ૩
તે માટે ચેતો ચિતમાં તો ભક્તિ મારગ જડે,
ગોવરધન કહે હરિસમરણથી નર્ક દુઃખના પડે. મુરખ ૪

## પદ ૧૫ મું

રાગ ચંદ્રાવાળા છંદનો.

પ્રથમ પ્રણામ કરૂં કેશવને નમીનમી લાગુ પાય.
ચરણસમીપે વાસ કરાવી, અવીનાશી થાજો સાહાય.
સાહાય થજો શામળીય મુને, સુખ દુખની ચીંતા છે તુને,

તે મારે અંતરજામી નામ પુછ પ્રેથમ કરૂં પ્રણામ
 ભજો ગોવરધનરાય. ટેક. ૧
જેવો તેવો હું દાસ છું સ્વામી ગ્રહોને મારો હાથ,
દોશ ભરેલો પાપી પ્રાણી ન કીધો સત સંગાથ:
 ન કીધો સત સંગાથમેં સ્વામી, પણ વળગ્યો તમને શીરનામી
કોડભર્યો કુકર્મી કેવો, દાસ હરિ હું જેવો તેવો. ભજોગી. ૨
મેં એળે અવતારજ ખોયો અંત ગતીશી થાશે,
રખડ્યો હું અખીલ બ્રહમાન્ડે જન્મ અકારથ જાશે;
નર્ક તણાં દુખ અપરમ પાર, મે એળે ખોયો અવતાર ભજો ૩
જોબન મદના જોરથી મેં નમાની કેઇની શીખ,
નખોળ્યા સતગુરૂ સેવવા નવ રાખી મેંનાથની બીક:
બીક નરાખી કોઇની નાથ, મોહન મારો ઝાલશો હાથ,
ભટક્યો જેમ હરાયું ઢોર, જોબન મદનું ઝાઝું જોર. ભજો ૪
સુદ્ધ કરોને સ્વામી મુજને દેહના ટાળી દોશ,
બહુ ન.મી આ દીનની ઉપર નકરશો કંઇ રોષ;
નવ કરશો કંઇ રોષ દયાળુ, પુર્ણ પ્રભુજી પોતે કૃપાળુ
કીધાં કામ ઘણાં ગુણ ગામી, સુદ્ધ કરોને મુજને સ્વામી ભજો ૫
મચ્છ રૂપ ધરીને મોહન વાળીને લવ્યા વેદ,
મચ્છાસુરને માર્યો મોટો રાખી ભેદ; ભારે
ભારે રાખી ભેદ સુંદરજી, વરાહે પૃથ્વી લાવ્યા હરજી
એવાં કોટીક કામ કરીને મોહન મચ્છારૂપ ધરીને. ભજો ૬
સ્થંભ મહીથી પ્રગટ થઇને પીડા પ્રહ્લાદની કાપી,
નરશીંહ રૂપ ધરીને પોતે અવીચળ પદવી આપી;
અવીચળ પદવી આપી તેને, લાગ્યું તાન ત્રીકમશું જેને
અસુર વિડાર્યો આપે જઇને, સ્થંભ મહીથી પ્રગટ થઇને ભજો ૭
માર્યો રાવણ રાયને વળી પાણીમાં બાંધી પાજ
અઢાર પદમ ઉતારી રોળ્યો લંકા પતી મહારાજ;
લંક પતિ મહારાજને રોળ્યો, ઇદ્રજીત આંચક વત ચોળ્યો,
દેવને શીરથી ભાર ઉતાર્યો, પાજ બાંધી રાવણને માર્યો. ભજો ૮
જન્મ અકારથ જાશે મારો ચોરાશીમાં ક્યારે આવે વારો

સુબાહુ તાડીકા સુર્પણખા આદી અનેક સંહાર્યા,
ખરદુખરના સરખા સ્વામી કોટી રાક્ષસ માર્યા;
કોટી રાક્ષસ માર્યા તમે, શું મુખથી પ્રભુ ગાઈએ અમે,
મુસ્તક છેદનકીધું રાહુ, માર્યા સુર્પણખા સુબાહુ　　ભજને ૯
કોટી ભકતના કારજ કરીઆં વનવન ફરીને નાથ,
ઇચ્છા પુર્ણકરી રૂશીજનની સીતાને લઇ સંગાથ;
લઈ સંગાથે જનકની બાળી, મુની શરભંગની પીડાટાળી
સવરીનાં ઉચીષ્ટ બોરજધરીયાં, કોટી ભકતનાં કારજકરીયાં ભ. ૧૦
મોહનીરૂપ કરીને માધવ દૈત્યનું દુખડું કાપ્યું,
અસુરને છળભેદ કરીને સુધાઅમરને આપ્યું;
સુધા અમરને આપ્યુ સ્વામી, બ્રાહ્મણરૂપ ધર્યું બહુ નામી,
બળીની પાસે જાચક થઇને માધવ મોહની રૂપ ધરીને. ભજને ૧૧
સતી અહલ્યાનો શ્રાપજ ટાળ્યો પુરણકીધુકામ.
વીભીશણ સુગ્રીવને આપ્યુ રાજ સદા અભીધામ,
રાજસદા અભી ધામજ આપ્યુ જન્મ મરણુ હનુમંતનું કાપ્યુ
ભકત રૂડો ભગવંતે ભાળ્યો, સતિ અહલ્યાનો શ્રાપજ ટાળ્યો. ૧
પાંડવનો રથ હાંકયો પોતે કુંતાની કીધી સહાય.
ભીષ્મપીતાનું બોલ્યું પાળ્યું માર્યો જરાસંધરાય;
માર્યો દુષ્ટ જરાસંધરાજા, વળી હણીયા કૈરવ મહારાજા,
અભીમન્યુ મરાયો જોતે, પાંડવનો રથ હાંકયો પોતે. ભજને.
શહસ્ત્ર અંબરસભામાં પુરી દ્રુપતિની રાખી લાજ,
બળતા રાખ્યા બળીઆને ઉગાર્યા પાંડવ રાજ,
ઉગાર્યા પાંડવરાજ શ્રીહરજી ભાજી જમ્યા જઇ ઘેર વીદુરજી,
રાધને ઘેર થયારે હજુરી, શહસ્ત્ર અંબર સભામાં પુરી ભજને ૧
તાતુ તેલ તમે શીતળ કીધુ સુધનવાને સાર
દીન દયાળુના કૃત્યની ગણુતી કરવા નચાલે મારૂ;
નચાલે મોહન મારૂ તમથી, એમ લખે સહુ શાસ્ત્ર અગમથી,
પ્યાલો ઝેર મીરાંનુ પીધુ, તાતુ તેલ તમે શીતળ કીધુ ભજને ૧૨
વળી રાણો જ્યારે મારવા આવ્યો મીરાંને તેણી વાર,
કરૂણા કરીને કેશવરાયે દેખાડી મીરાં બેચાર

દેખાડી મીરાં એચાર તેટાણે, રાણો સમજ્યોછે વશીકરણ જાણે,
એમ ભક્તની વારે ધાયો, વળી રાણો જ્યારે મારવા આવ્યો ભજો ૧૬
માંડળીકે જ્યારે મેહેતાને ઘેર્યા હાર લેવા નીરધાર,
દીન દયાળુ દોડતા આવી કંઠે આરોપ્યો હાર;
કંઠે આરોપ્યો હાર એકાળે, ભક્તજનનો વીણુ કોઈન ભાળે,
ધન્ય ધન્ય કહે સૌકો ત્યારે, માંડળીકે ઘેર્યા મેહેતાને ત્યારે ભજો ૧૭
કુવરબાઇનો વીવાહ કીધો મોશાળુ ભરી ભાત,
હુંડી શીકારી સાતસેં દામની શ્રાદ્ધ કર્યું સાક્ષાત,
શ્રાદ્ધ કર્યું સાક્ષાત એજાણો એવાં કોટીક કામ પ્રમાણો,
વળતો મેહેતાને વૈકુંઠે લીધો, કુવરબાઇનો વીવાહ કીધે ભજો ૧૮
ધના ભક્તનુ ખેત વવાયું તુંબીમાં નીપન્યુ અન્ન,
વેળુ વાવ્યાથી ઘઉં થયા એવા પ્રભુ તનેછે ધન્ય;
ધન્ય પ્રભુને નામ ધર્યુંછે, લાલા ભક્તનુ કામ કર્યુંછે,
જળ તણુ ધૃતને નીપજાવ્યું ધના ભક્તનુ ખેત વવાયું ભજો ૧૯
બોડાણાને ખાતર પ્રભુતમે ધામને ત્યાગજ કીધું,
રોહીદાસને સંદેસે સ્વામીજી શ્રીફળ લીધું;
સ્વામી લીધુ શ્રીફળ તમે, શું વર્ણન કરીએજ અમે,
કહું છું કામ ઘણાં જાણીને ઘેર ગયા પ્રભુ બોડાણાને ભજો ૨૦
એમ કેટલાં ગણાવું રસના તો થાકીજાય,
નાથ તણા ઉપકારો કેહેતાં અંતર ટાઢુ થાય;
અંતર ટાઢુ થાયછે મારૂ નામ જપી જીવણજી તમારૂ;
દીનદાસ શરણાં ગત થાવું, એમ કેટલાં કામ ગણાવું.
એવા દાસમાં મુજને સ્વામી ગણશો એક વીશેશ,
મેહેર થશે જો મોહન તારી નહી પામુ દુખ લવલેશ.
નહી પામુ દુખ લવલેશજ હું તો જો થયો સંતુષ્ટ મોહન તું તો;
રામજી શરણાંગત ને પાસ ગણજો મુજને એવો દાસ ભજો. ૨૨
બંધનમાં પડ્યો બાપજી નથી તમ વીણ એક ઉપાય,
કૃપાદ્રષ્ટી થાશે આપની ત્યારે જન્મ મરણ દુખ જાય,
જન્મ મરણ દુખ જાશે મારાં જો સેવુ છું ચરણ તમારાં,
દુખ દરીયામાં બહુ દીનરડ્યો, બાપજી હું બંધનમાં પડ્યો. ભ.

પાપી અજ્ઞાની પ્રાણી હું કરજો કેશવ સહાય,
આશરો એકછે અવીનાશીનો અવર નથી ઉપાય,
અવર નથી ઉપાયજ મારો પલ્લો પકડી રહયો તમારો,
તમ વીણુ મુજમાં બુદ્ધિ શાની, પાપીહું પ્રાણી અજ્ઞાની ભ. ૨૪
સત ધર્મ કાર્ય કરૂ નહી સ્વામી પુન્ય ધરમ નવ જાણુ
હરી કથા પર હેત નરાખુ મીથ્યા માયા વખાણું,
મીથ્યા માયા વખાણું જગની સામગ્રી નકીધી સ્વરગની,
અંધારૂછે દેખુ જ્યાંઈ સત ધર્મ કાર્ય કરૂં નહી કાંઈ ભજો ૨૫
ભક્ત વેલ મેં ગાઇ ભાવે પઢતાં પાપજ જાશે,
અપાર ગુણ ગોવિંદના ગાતાં નીર્મળ કાયા થાશે;
નીર્મળ કાયા થાશે ભજતાં, મીથ્યા માયા જગની તજતાં,
વેમાન કેરી આવે વધાઈ, ભક્ત વેલમેં ભાવે ગાઇ ભજો ૨૬
ગોવરધનહું દાસછું સ્વામી લસુંદ્રા મુજ ઠામ,
કપડવણજ ને ડાકોર વચ્ચે છે આ નાનુ ગામ,
છે આ નાનુ ગામ રસીલુ, શોમેશ્વર માહાદેવતું દેહેરૂ.
રામક્ષેત્ર છે ગામની પાસ કહુછું હુ ગોવરધન દાસ ભજો ૨૭

## રાગ કેદારો પ્રભાતિ. પદ. ૧ લુ

પ્રભાતના પોરમાં ઉઠ આળસ તજી રાય રણછોડને નાથ જાણી.
સ્મરણ કર શુદ્ધ મન રાખી પરીબ્રહ્મમાં પાર નહી આવે તેવિણ પ્રા. ૧
મારૂ તારૂ સહુ મીથ્યાતો જાણજે માણજે કૃષ્ણ શ્રીકૃષ્ણ સાચા,
શેવતાં સર્વ સંકટ છોડાવશે એમ દેખાડતા વેદ વાચા. પ્રભા ૨
લક્ષચોરાશીથી તારશે તુરત એ મારશે દુષ્ટને ખુબ માર,
અંતકાળે હરિ આવશે ઓથમાં નંદ જશોમતિના કુમાર. પ્રભા. ૩
તન મનધન અર્પી રહુ તમકને એટલી આશ છે નાથ મારી,
દાસ ગોવરધન શરણછે તાહરે ટેક આ વિશ્વમાં સાચી તારી પ્ર. ૪

## પ્રભાતી ૨ જુ.

નિરખ મન નિરખતું રૂપ ઘનશામનું ધારજે મનમાં મૂર્તિ તેની,
અશરણ સર્ણ પ્રભુ દીન દયાળ છે સર્વ જગમાં રહી ઝાંગજેની. નિ. ૧
પહાડ પર્વત પશુ ઝાડ જડ રૂપ સૌ જુગમાયા અને સર્વ પ્રાણી,

હું અને તું વળી ત્રિને સંતાન સૌ તેના કર્તારને સેને જાણી. નિ. ૨
સુણો આ દેહ માણુસ તણો ભોગવ્યો આવશે નહી ફરી લાગ એવો
અવરજન્માંતરે અન્યધરી આથડેમાટે સદ્ ભક્તિનોલાભ લેવો. નિ. ૩
કોટીક વાર પશુ દેહ ધર્યો આપણે લક્ષ ચોરાશીમાં આપ આવ્યા.
હરિતણું જ્ઞાન નવ મેળવ્યુંઆથડી ગોવરધનકહે પછીશું કમાયા. નિ. ૪

## પ્રભાતિ ૩ જુ

નંદના નંદને ભજ મતિ મુઢતું નાથ શરણે રહી કૃષ્ણ ગાવે,
જન્મને મરણની બીક ભાગી જશે યમના દૂત સ્વપ્ને નઆવે નંદ. ૧
મનુંષ્યનો દેહઆ મૂલથી નવ મળે લાખ કોટી ભરે દામ કોઇ,
માટે એદેહને નાવૃથા ગાળવો શર્ણ રેહેવુ સદા શામ જોઇ. નંદના ૨
અન્ય વસ્તુ કંઇ કામ આવે નહી ભોગ સંસારના જુઠ જાણો,
માતને તાત કુટુંબ પરીવારસૌ છેવૃથા વાત નિશ્ચે પ્રમાણો. નંદ. ૩
સત્યમાં સત્યછે ધામ શ્રીનાથનું નાંમ જપતાં સહુ વિઘ્ન જાશે,
ભોગ આઅવસરે ભક્તિ ભૂલી ગયો ગોવરધન કહેપછી મારખાશે નં. ૪

## રાગ પરભાત ભૈરવી પદ ૪

ઉઠો ઉઠો અલબેલા મોહન પ્રાતઃ થયો પ્રભુ હાવેરે,
ગોપ સખા અને બ્રિજની નારી ગીત મનોહર ગાવેરે. ઉઠો ૧
આંગણીએ આવી સહુ બેઠાં દર્શન કરવા માટેરે,
જુગજીવન પતિ જાણ્યા તમને પ્રિત બાંધી શીર સાટેરે. ઉઠો ૨
આળસ મોડી થાઓ બેઠા ઝાંખી જોઈએ તમનેરે,
દર્શન આપી દુખડાં કાપો પાવન કરવા અમનેરે. ઉઠો ૩
નટવરજીને નરણે નીરખું કરૂ વિનતિ કર જોડીરે,
ગોવરધનના સ્વામી રાખો ચરણ સમીપે દાડીરે. ઉઠો. ૪

## પ્રભાતિ પદ પદ ૫ મું

સગપણ કીધુ શામળીઆ મેં તમ સંગાથે સાચુરે,
છોડીને માયા સંસારી તમ સુખનાં હું રાચુ રે. સગપણ. ૧
પળ એક પ્રિતમ નેનથકી હું ન કરૂં તમને ન્યારારે,
પરમ સનેહી શામળીઆ મુને લાગો પ્રાણથી પ્યારારે. સગપણ ૨
જન્મથકી ક્ષય કષ્ટે પણ તેને દુર્લભ વાલોરે,

તે રશીઓ મુજ આંગણે આવે નટવર નંદનો લાલોરે. સગ. ૩
જન્મ સફળ થયો જીવન સંગે ભાગ્ય અમારા ભળીઆરે,
દુખડાં ભાગ્યાં દેહ થકી પ્રભુ, ગોવરધનના મળીઆરે. સગ. ૪

## પરભાતિ પદ ૬

ઉદયથયું મુજ ભાગ્ય ઓ બેની મોહનનું મુખ જોયુંરે,
છેલ છબીલો શેરીએ દેખ્યા પ્રાતિક સરવે ખોયુંરે. ઉદય. ૧
જરકશી વાગો પહેરયો વિઠલ મુસ્તક મોળીડું બાંધ્યુંરે,
કાને ગુચ્છ ગુલાબી શોભે મોતી સેરે નાંદયું,
કરપાંચી કોટે છે કંઠી તોરા અધિક બિરાજેરે,
મુખની શોભા મોહનજીની શશી સરીખા લાજેરે. ઉદય. ૩
રૂપ મનોહર મોહન તારૂ નખ શીખછો રૂપાળારે,
ગોવરધનને ચરણ સમિપે રાખો મોરલી વાળારે. ઉદય. ૪

## પ્રભાતિ પદ ૭ મું

મનડું માન્યું બેની મારૂં અલબેલો જોઇ આજેરે,
દુરથકી મને આવતી જાણી સાનકરી મહારાજેરે. મનડું. ૧
તિલક કરયું કેશવનું વાલે ભાલ મહીં હું ધારૂરે.
નેન તણી ચપળતા જોઇને તનમન બેની વારૂંરે. મનડું. ૨
ફુલ ગુચ્છશોભા શિર ઉપર કુંડળ ઝળકે કાનેરે,
મયુર સરીખા કંઠે પેહેરી માળા શ્રી ભગવાનેરે. મનડુ. ૩
ઉપરણિ ઓઢી પચરંગી આંખ અતિ અણીયાળીરે,
ગોવરધનકહે એ મૂર્તી પર વાર વર બલીહારીરે. મનડુ. ૪

## રાગ રામગ્રી પરભાતિ પદ ૮

પ્રાતઃ સમે ઉઠી પાતળો માગે ભોજન ભાવે,
માત જશોમતિને કહી પ્રભુ પેટ બતાવે પ્રાતઃસ. ૧
સુંદિર રૂપ રસાળવું ચરણે ઘુઘરી વાગે,
ઠંઠણુતો યશોદાકને આવો માંખણુ માગે. પ્રાત.સમે. ૨
લપટાયું દધી પ્રત મુખ પર માને લાગે છે વાલું,
નહી ખાઉં માતા ખાવવું બોલે કાલુ કાલુ. પ્રાતઃસમે. ૩
મૂક્તાની માળા કંઠપે ઉર ઉપર ઝુમે,

જોઇ હરશ થાય માતને ગોવરધન મૂખ ચુમે. પ્રાત:સમે. ૪

## પરભાતિ પદ ૯

નટવરનીરખ્યા નેણુથી તેનાં ધન્ય ભાગ્ય કહીએ,
કૃષ્ણ કૃષ્ણ મુખથી જપે તેનું સુંકૃત લહીએ. નટવર. ૧
વૃજ મંડળની વિનતા સહુ રમીયાં રશીયાની સંગે,
વંદ્રાવનની કુંજમાં નિત નિત નઉતમ રંગે. નટવર. ૨
યાગ જાગ વૃત આદરે નાવે સ્વપ્ને શામળીઓ,
તે પ્રભુ તેની પુંઠળફરે બોલી સાંખીને બળીઓ. નટવર. ૩
દુર્લભ મળવા દેવને મળે ભવ દુખ ભાગે,
ગોવરધનના નાથ એ દિન થઇ દધી માગે. નટવર ૪

## પરભાતિ પદ ૧૦

ધન્ય ગોપીના રૂપને જેથી રીઝયાછે વાલો,
ધન્ય કૃતિ સર્વ તેહની થયા પ્રવશ નંદલાલો. ધન્ય ૧
ધન્ય એનારીની દેહને હરીએ ભાવથી ભેટી,
ધન્ય વૃષભાનની જાતને જેની રાધીકા બેટી, ધન્ય ૨
ધન્ય વંદ્રાવનની કુંજને જ્યાં શ્રીરણુછોડ રમીયા,
ધન્ય જમનાંજીની રેતને વાલો તેપર ભમીયા. ધન્ય ૩
ધન્ય સખા મંડળ સહુ હરિનેછે પ્રિય કારી,
ગોવરધન કહે સર્વ પર હું તો જાઉ બલહારી. ધન્ય ૪

## પ્રભાતિ પદ ૧૧

શ્રીપ્રભુ નાથ સોહામણો સંગે રાધિક પ્યારી,
એ નૌતમ છબી જોઇને ઠરે આંખડી મારી. શ્રીપ્રભુ. ૧
અવતાર અન્ય ધર્યા બહુ કોટી દુષ્ટને માર્યા,
પણ કૃષ્ણ રૂપ ધરી પ્રભુ પુર્ણ તેજે પધાર્યા. શ્રીપ્રભુ ૨
જુગલ સ્વરૂપ એ જોડીને જોઈ મન હરખાઉ,
શામ સ્વરૂપ એ કૃષ્ણ પર કોટી બલહાર જાઉ. શ્રીપ્રભુ ૩
માગુ પ્રભુ પાસે એટલુ આપો અંતર જામી,
રાધા કૃષ્ણ શરણે રહે ગોવરધન શીર નામી. શ્રીપ્રભુ ૪

## ઠુમરી ૧

જોગી જોગન બનાકે કીધર ગયોરે. એ રાગ.
તેરી મુરતીમેં મેરા મન લગ રહયોરે,
બીસરત નાહી પળ એક પીયા    તેરીમુરતી ટેક
નેન ભયે જાદુકે નીધે,
તેરા રૂપ મનોહર બસ ગયોરે.    બીસર    તેરી ૧
નીરખી બદન શીત ભાલ ભૃકુટિ,
મોસે પ્રેમ બસતહે નયો નયોરે.    બીસરત    તેરી ૨
હસત હસત મોસે બહીયાં પકડકે,
તેરે અધુર ચુંમનસેં આનંદ ભયોરે.    બીસરત    તેરી ૩
ક્યાજાને ઈશ બાત પ્રેમકી,
ગોવરધનકે તનમેં ગોવિંદ રહયોરે.    બીસરત    તેરી ૪

## ઠુમરી ૨

તેરી મોરલી સુનાઈ મેરે મદિરીયે,
બિંદ્રાબનકી કુંજસેં    તેરી    મોરલી    ટેક
ઘેરે રાગે ગીરધારી બજાવે,
ઝંપટ લગી મન અંદરી એ    બિંદ્રાબન    તેરી    ૧
મોરલી સુની જબ ભઇ મેં દીવાની
સબ મીલકે ચલી બિંદ્રાબીન એ    બિંદ્રાબન    તેરી    ૨
કામ બીસારે સખી નીજ ઘરકો,
મેરા ચીત લગ્યોહે સરી સામલીએ.    બિંદ્રાબન    તેરી    ૩
ગોવરધનકો શામ મીલે જબ,
મગન હુઇ સબ સાહેલી એ બિંદ્રાબન તેરી    ૪

## ઠુમરી ૩

તેરે મુખડે ઉપર બલહાર જાઉરે
ધમ કુવર મેરે મન બસા.    તેરે    મુખડે.    ટેક.
કોટીક કામ ઉપર છબી તોરી,
મેં નીરખી નીરખી મન મેં હરખાઉ.    ધમં તેરે    ૧
જાદુ બહુત ભર્યે નેનનમે,

તેરા રૂપ દેખતમેં ત્રપત થાઉરે. ધર્મ કુવેર તેરે ૨
નેન નીશારા ચપળ ચલત હે,
તે ગુણ મન હરનીશ ગાઉરે. ધર્મ તેરે ૩
ગોવરધનકો શામ બોલે જબ,
બીહન કાજ ઉઠકે ધાઉરે. ધર્મ તેરે ૪

## ઠુમરી ૪

સરી કૃષ્ણ બીના મેં કૈસા કરૂંરે,
પ્યારે બીના મુને કલના પરે. સરી કૃષ્ણ
શામ બીના સુની મોરી સેજાં
મેં ગાંડી ગાંડી ગોકુળ ફરૂંરે. પ્યારે. સરી ૧
એસી ચુક પરી ક્યા હમસું,
તેરા વિયોગ દુખસેં મુઝાઇ મરૂરે. પ્યારે. સરી ૨
બાલા પનસેં પ્રિત લગાઇ,
તે સુનકે મેં નેનમેં જલ ભરૂરે. પ્યારે સરી ૩
ગોવરધનકો શામ બીનામેં
જોગન બેસ બદન ધરૂરે. પ્યારે. સરી ૪

## ઠુમરી ૫

મેં ઘેલી ભઇ નંદલાલ બીના,
નંદલાલ બીના ગોપાલ બીના. મેઘેલી
કોન ખેલાવે રાસ મેરેકુ,
ગીરધર દીન દયાળ બીના. મેઘેલી ૧
નેના નાચત શામ ગયે જબ,
પ્યારેકો રૂપ રસાલ બીના. મેઘેલી ૨
મુખ દેખે બીન ચેન નહીહે,
મધુકર કૃષ્ણ દયાળ બીના. મેઘેલી ૩
મારૂ દીલ ચોટ્યું શામકે ઉપર,
નાગર નંદ દુલાર બીના. મેઘેલી ૪
રેનન જાતી મોસે નિંદન આતી,
ખેદ ભયે ગોવાલ બીના. મેઘેલી ૫

કામકો જોર બઢયો આતનમેં
ગોવરધનકા શામ બીના. મેંઘેલી ૬

## ઠુમરી ૬

તેરા રૂપસેં ગોવાલન મોહી ગઇરે,
મોહીગઈરે દીવાની ભાઇરે, તેરારૂપસેં
જબસેં શામ મીલે મધુબનમેં,
તબસેં મેં ચીતમેં ચમક રઇરે. તેરારૂપસેં. ૧
મંદમંદ ચાલ ચલત અલબેલો,
નેનકે ઇશારેમેં બસ કીઇરે. તેરારૂપસેં. ૨
નટવર કરમેં મોરલી ધરીહે,
બિદ્રાબીનમેં બજાઇ રઇરે. તેરારૂપસેં ૩
દેખત શામકુ હામન રાહાતી,
મોરમુગટ સીર લટ લઇરે. તેરારૂપસેં ૪
જુમના કા ત્રઠપે હરીનીત નાચત,
દેખત સુધ બુધ ચલ ગઇરે. તેરારૂપસેં. ૫
ગોવરધનકો શામ રશીલો,
ભ્રમીત ભ્રમીત ચીત ગત ગઇરે. તેરારૂપસેં ૬

## ઠુમરી ૭

મીલે શામ સનેહી બિદ્રાબનસેં,
બિંદ્રાબનસેં મધુંબન સેં. મીલેશામ.
મેં જાતી મહીબેચન મથુરં,
કોરી ગગરીઆંથી સિરસે. મીલેશામ. ૧
આયે અચાનક પલ્લા પકડકે,
ગોરસ માટ લીયો કરસેં મીલેશામ. ૨
અધુરકે પર મોસે ચુંબન કીનો,
બાથ બાડાઈ મેરી છતીયનસેં મીલે ૩
ગોવરધનકો પ્રેભુ બસકીનો,
મગન હુવા આલીંઘન સેં મીલે ૪

## ઠુમરી ૮

પ્રેતી લગા પ્રિતમતો કીધર ગયોરે,
કીધર ગયોરે કોધર રહ્યોરે. પ્રિતીલગા. ટેક.
નેન ઇશારે મેં બસ મુને કીની,
અબતો ગોવિંદ નાદાન થયોરે. પ્રિતીલગા. ૧
હસી હસી હેરિ મોસે મોહની લગાઈ,
અબતો કુબરીકુ પ્રિતમ ભયોરે. પ્રિતીલગા. ૨
કયા કારન રીસાયો મધુકર,
ચેન નહી દિલભર ગયોરે. પ્રિતીલગા. ૩
જો જાનત ઇશ બાત દગાકી,
ગોવરધન પ્રભુ છોડ દયોરે. પ્રિતલગા. ૪

## મરી. ૯

ઠાઉ ઠાડે કદમ વાકી છૈયાં. ટેક.
આયે શામ સનેહી મેરે ઘરમેં. ટેક
કાને કુંડળ સોહે કુંવરકું,
હાર ધર્યો હરિ ઉરમેંરે. આયે શામ ૧
કેશર કુમકુમ તિલક કીયોહે,
મોરલી ધરી પ્રભુ કરમેંરે આયેશામ. ૨
જરકશી જામો ગુલાબી વાગા,
નેન ભર્યે લેહે શરમેરે આયેશામ. ૩
ગોવરધનકો શામ રશીલો,
રંગ લુટાયો પલંગમેંરે. આયેશામ. ૪

## ઠુમરી ૧૦

સખી બાત સુનાઉ ગિરધરકી. ટેક.
મેં બેઠી મેરે અંગનેકે આગે,
શામકો નામ સમરતીરે, સખીબાત. ૧
આયે અચાનક કાન કુંવર વાં,
સાન કીઈહે નેનનકીરે. સખીબાત. ૨
રૂપ નીરખીમેં ભઇ દીવાની,
સુધ બુધ ગઈ ગઇ તનકીરે. સખીબાત. ૩

ગોવરધનકા પ્રભૂએ મુજકુ,
પ્રેત લગાઈ જનમકીરે. સખીબાત. ૪

## ઠુમરી ૧૧.

ચલો રાસ દેખનકું જાવે. ટેક.
બિંદ્રાબિનકી કુંજ ગલનમેં,
વાં ગોપી ગોવાલન ગાવેરે, ચલોરાસ. ૧
છનનનં બાજત પાઉમેં ઘુઘરા,
શેસેકું નાચ શીખાવેરે. ચલોરાસ. ૨
નાચત કાન ગુવાલન સંગે,
થેઈથેઈ હેત ઉપજાવેરે. ચલોરાસ. ૩
તાલ મૃદંગ ઓર બાજત ડફ્વા,
ગોવરધન વાં બજાવેરે. ચલોરાસ ૪

## ઠુમરી ૧૨

બિંદ્રાબનકી મજે કયા કહુંગી. ટેક.
ગોપિ ગોવાલન રાસ રમતહે.
ઇશ સ્થાનકમેં રહુંગીરે. બિંદ્રાબન. ૧
ગૌચારે ખેલે ગીરધારી
એ રજ સિરસેં લઉંગીરે. બિંદ્રાબન. ૨
જીસ કદમ નીચે શામ બેઠેથે,
ઉનકુમેં પાઉ પડુંગીરે, બિંદ્રાબન ૩
ગોવરધન કહે ઈસ જગ્યાકું,
જનમો જનમ મેં ચહુંગીરે. બિંદ્રાબન ૪

## ઠુમરી ૧૩

દુસરો કુન સુખદાઈ શામ બીના દુસરો કુન—એ રાગ,
દેઉંગા મુખસેં ગારી શામ તુજે દેઉંગી મુખસેં ગારીરે,
તુમહો નંદકુવર ઘનશામા મેં બ્રખુભાન દુલારીરે,
આઈ અચાનક તુમનાં ત્રઠપે કયું પકડો મેરી સારીરે. દેઉગા
જલ છુટે મેરી કંગની તુટે મટુકી ફુટે મારીરે,
તુમ નિર્લજ મેં લાજ ભરીહું ડરતી અપજાનારીરે. દેઉ. ૨

માતપિતા ઘેર રાહ દેખેગી દેરહુઇ ગીરધારીરે,
આલકરો અખમેં બ્રજબાશી દેખે કો નરનારીરે. દેહ. ૩
માતજશોદાકુમેં કહુંગી નિલેજ બાતાં તોરીરે,
ગોવરધનકા નાથ શામલા છોડી ગમરીયાં મોરીરે. દેહ. ૪

## ઠુમરી ૧૪

મેં જાની તેરી બાતો શામલા મેં જાની તેરી બાતોરે. ટેક.
મહીડાં ખાતર આયો શામલા ઝુમમો રલી બજાતોરે,
સામે નયન નચાવત મારી નારીકું સમજાતોરે. મેંજાની ૧
હસત હસત મુખ મુલકીત તેરૂ ગુનનં ગોવિંદ ગાતોરે,
નેન ઇશારેમેં જગ મોહડારે કરતો પ્રેમકી બાતોરે મેંજાની ૨
કયા કહું સુંદીર શામ મનોહર રશીક છબીલો માતોરે,
મોહીત ભઇમેં નીરખી તુજકુ તનમેં તું બસ જાતોરે મે. ૩
કોટીક ભવતક નવ છુડુંગે પ્યારી બાતાં ગાતોરે,
ગોવરધનકા નાથ હુંમેરા મેં તેરી સદા તોરે. મેજા. ૪

## રેખતો ૧

કાના બંસિ બાલેને ગાગરીઆં ફોરીરે.
ગાગરીઆં ફોરીરે મટુકી ફોરીરે કાના. ટેક
મટકી માતી ગુજરી પાનીકું ચલીરે,
બિચમાં મીલગે શામ સજન છતીયાં મરોરીરે. કાના ૧
કયા કહું કાનાકુ એસે મોહની ડારીરે,
પલ્લા પકડકર યાર મુજે લગાઇ ગારીરે. કાના ૨
ડાલા ગલેપે હાથ મોહન માલ તોરીરે,
સીરસેં ઉતારી માટ મુઝે નાહક બીછોરીરે. કાના. ૩
કરી પ્યાર નંદકુમાર મુઝેસેં યારી કીનીહે,
ગોવરધનકા સ્વામી ભેઠ મેને છુંગ લીનીહે. કાના. ૪

## રેખતો ૨

ચલજા અહીંસે કાના રસ્તેમેં કયું ખડા.
રસ્તેમેં કયું ખડા રસ્તેમેં કયું ખડા. ચલજા. ટેક
મતકર ગુમાન હમસેં કાના કહેતીહું તુજકું,

અબ્બુદાર નંદ કુમાર હાથ લગાના જો મુજકું. ચલજા. ૧
સિરસેં ફુટેગી માટ ફુટે કંચુકી મેરી,
દેઉંગા મુખસેં ગાર ફુજેતી હોઇગી તોરી. ચલજા. ૨
ડાલેંગલેપે હાથ મેરા હાર ફુટેગા,
જોર મત કરો હો જીવન માટ ફુટેગા. ચલજા ૩
કહુંગી જશોદાકુ કાના બાત આ તેરી,
ગૌવરધનકા સ્વામી શીદ ગ્રહે માટલી મેરી. ચલજા. ૪

## રેખતો ૩

પ્રિતમ કીધરગયા મુઝે હરદમ એ યાદ આતાહે,
સુનકે પીયુકી બાતાં જીવ પલકુમેં જાતાહે. પ્રિતમ ટેક
લગા કલેજે અંદર જખ્મ ઇશ્કકા બુરા.
કરતાહે કાટ ટુકડા સારા બદનકા પૂરા. પ્રિતમ. ૧
ખીલી કલી જોબનકી અબ બાલમતો દુરગયેહે,
સમાલુ કીસ તરેસેં પ્રભૂ મથુરામેં રહેહે. પ્રિતમ. ૨
પ્રિતમ બીના એ અગ્રી મેરા કૌન બુઝાવેગા,
છતીઆંસે બીડી તાપ મેરા કૌન સમાવેગા. પ્રિતમ. ૩
દિવાની ભઇ દરસબીના કુછ કામનાસુઝે,
ગૌવરધનકા સ્વામી ચલગયે ફીર બાતકૌન બુઝે. પ્રિત. ૪

## રેખતો ૪

જુદાઈ તોરી જીવન મેં પલ ભર નહી સહુંગી.
તેરે બીના મન મોહન જોગનહોકે રહુંગી. ટેક ૧.
પ્રતી લગાઇ અવલસેં પીછેસેં દગા કીયા,
બ્રજકી નારીકું છોડી કુબડીકુ વાં રહ્યા, જુદાઈ. ૨
દીલમેં હોતાહે દરદ તેરાનામકા ભારી,
તુ ગયે પીછાડી ટલવલે આ સોલસેં નારી. જુદાઈ ૩
પિતમ પ્રિતમ પ્રિતમહે દુજા કોઇ નહી મેરા,
ગૌવરધન સ્વામી આવ બદન દેખાદે તેરા જુદાઉ ૪

## રાગ કેદારો વસંત. ૧

સુણુ સાહેલી રંગે રમીઆં હરિની સંગે હોરીરે,

અબીર ગુલાલ ભર્યો આતનમેં કેશર માટમ ઢોળીરે સુણ ૧
બહુ વિધથી ત્યાં રંગ બનાવ્યો ભરી ગગરીયાં કોરીરે,
કનક તણી પિચકારી કરમેં ભરભર હમકુ ડારોરે, સુણ ૨
સબ સખીયન વાં ભઈ એકઠી બ્રજ ગોકુલકી નારીરે,
ચંદ્રભાનું ચંદાવળી દુજી ઓર ભખુકી દુલારીરે. સુણ ૩
રેલમ રેલ મચાયો બનમેં ખેલત નટવર નારીરે,
ક્યા કહું તુજકુ પ્રેમકી બાતાં ગોવરધન ગીરધારીરે, સુ ૪

## વસંત. ૨

શામળીઆ શીદ રંગમાં રોળો તમ જીત્યા મેં હારીરે,
તુમ મરદ મોહન મોરારી અમેતો અબળા નારીરે. શામ ૧
રંગ બોળ્યો મુજ ચુંદડી ઉપર કોરી કંચુકી તોરીરે,
આંખોમેં અબીર ગુલાલ ભરાયો મહીની મટુકી ફોરીરે શા. ૨
હાથકા કંગન ખેંચલીયા અબ મોહનમાલા તોરીરે,
પકડી બાંવડી રંગમે બોરી છતીયાંકુ મરડારીરે. શામ ૩
મુક્તાફળ બેરાઇગયાં સબ સાસુ દેવેગી ગારીરે,
નણદીકી ક્યા બાત કહુંમેં ગોવરધન ગિરધારી. શામ ૪

## રાગવસંત ધુમાર

નવ રોકોરે નવરોકો જીવન જમુનાંનો ઘાટ,
માટલી ફુટશે માહરી. નવરોકો ટેક
હું તો દ્વિજ જનથી ડરતી રહું, તુને વા,
તુનેવારૂંરે તુનેવારૂં, શામળીઆ છેલ,
ગાજન દેશો ગોવાળીઆ. નવરોકો. ૧
મારી કોરી ગગરીઆં ફુટશે, મોહનજી,
મોહનજીરે મોહનજી મારો પાલવ મેલ,
આળ ચડે અલ બેલડા. નવરોકો. ૨
મારી સાસુડી જાણે વાતડી ગિરધારી,
ગિરધારીરે ગિરધારી, ઉતર મુજ તોલ,
બોલ બોલે છે મર્મના. નવરોકો. ૩
મળશું મોહન એકાંતમાં બાગ આવ.

લાગ આવેરે લાગઆવે જાઓ આપુછું કોલ,
ગોવરધનના નાથજી. નવરોકો. ૪

## ધુમાર ૨.

ઠીક કહું છુંરે ઠીક કહું છું કાના સમજીને ચાલ,
જોર જુલમ નવ કીજીએ ઠીક કહું છું. ટેક
રોજે છે રંગમાં માવજી ગાળદેશું,
ગાળ દેશુંરે ગાળ દેશું અમો અબળાની જોત,
તોલ વધે શો તાહરો. ઠીક કહું છું. ૧
મુક મટુકી માહરી નથી રેહેતા.
નથી રેહેતા નથી રેહેતા તારા સખણા હાથ,
પાલવ ફાટશે માહરો. ઠીક કહું છુ. ૨
હાંશી દેખુછુ હોરી તણા નહીરમીએ,
નહીરમીએરે નહીરમીએ તારી સગાથે લાલ,
લાજ ધરે તેમાં માહરી. ઠીક કહુછુ. ૩
જઇ કહીશુ જશોદાને કાનજી તારી વાતો,
તારીવાતોરે તારી વાતો તોડી મુકતાની માળ,
ગોવરધનના નાથજી. ઠીક કહુછુ. ૪

## રાગ કાફીની હોરી. ૧

નાહી છોડુંમેં વ્રજકું મુરારી. ટેક.
તુંમ લાડીલે નંદરાયકે મેં વૃષભાન દુલારી. નાહી ૧
તુમ જાનો મેં હું વાં અકેલી પણ હે સબ બ્રિજ નારી. નાહી ૨
તુમહો શામ સનેહી અંગે મેં હું બરને ગૌરી નાહી ૩
જો કુછ કરેગા આલ મેરેસે તો મુખ દેઊંગી ગારી. નાહી ૪
જો ખેચેગા ચુદડી મેરી તો લઊં પિતાબર ઉતારી નાહી ૫
નાહી મે સાંખુ બોલ તેરા અબ ગોવરધન ગિરધારી નાહી ૬

## હોરી ૨

કાનુડા અબ કુચના સહુંગી. ટેક.
એક બચનજો મુંજકુ કાગે તો મે લાખ કહુગી. કાનુડા ૧

દો મોતનકી માલા મોહન અબ સાંખી નાહી રહુગાં કાનુડા ૨
એચ લઊંગી મોરલી તોરી જસોદાકે પાસે લેઇ જઉંગી કા. ૩
નંદ બચનજો સુજકુ કોગે દોનુ પિતાકા નામ લહુગી કા. ૪
જાન ગઈમે બાતાં તોરી બાલકકુ સમજાના ચહુગી કાનુડા ૫
ગોવરધનકા ઠુમીદ્દા ચરણ રજ મે સીરપે ધરૂગી કાનુડા ૬

## હોરી ૩

સામ મોકુ રંગ કીયોહે. ટેક.

જલ ભરનમે ગઈ જુમનાંમે વાંઈ કાનુડા ખેલ રહયોહે. સામ ૧
દુર થકી મુને જાની પ્રિતમ કરમે કેશર રંગ ભયોહે સા. ૨
સિર પર ઢોરી ગગરી રંગકી સાલુ બદનસે ખેચ લીયોહે સા. ૩
ચુદડી કુ એ રંગમે બોરી અબીલ ગુલાલ મેરે તનમે કીયોહે સા.૪
બદન મહી રસીએ કે કરસે અંગે અંગ રંગ છાઇ રહયોહે સા. ૫
ગોવરધનકો નાથ હઠીલો બોલ મેરો કુચનાલી લીયોહે સા. ૬

## હોરી ૪

સામર સંગ ખેલુ નહીરે. ટેક.

બિંદ્રાબણમે બુલાઇ મેરેકુ ગોબ્દ ગુપતકી મુજને કહીરે. સા. ૧
ભર પિચકારી મેરે તન ડારી છતીઆં જોરસે હાથ ગ્રહીરે. સા. ૨
આયે અચાનક પ્રીતમ દુરસે મોહન માલા તોડ લહીરે. સા. ૩
ઘુંઘટકો પટ ખોલ્યો મોહન નેન મહી ગુલાલ ભઇરે. સા. ૪
અંગો અંગમે રંગ લગાયો તનકી સુધબીસરાઇ ગઇરે સા. ૫
ગોવરધનકા નાથકી સંગે કોટીક બારમે હારે રહીરે સારે. ૬

## હોરી ૫

કાનુડે મેરી ચુંદડી ફારી બજારે કાનુંડે મેરી ચુંદડી ફારી.
મેં ગઇતી અબ જુમનાં તટપે વાંઇ મીલે ગીરધારી,
બઇયાં પકડકે મરોરી છતીઆં મુખસે દીની મોંસે ગારી
બડે આજ શામ મુરારી. કાનુડેમેરી ચુંદડી ૧
હોરીગાવે ડફ બજાવે મારે ભર પિચકારી,
અબીર ગુલાલ ઉડાવત રસીઓ નાચત કાન ગોવારી:

અમીત થઇ દેખત ભારી. કાનુડે મેરી ચુંદડી. ૨
ગોપીગોપ સબભયે એકઠે લેતહે હસકર તારી,
ચંદ્રભાનુ ચંદ્રાવલી દુજી ઓર અખુજી દુલારી;
ખેલે મળી આનંદ કારી કાનુડે મેરી ચુંદડી. ૩
કેશરીરંગ કીયોહે અવલસે ભરી ગગરીઆં કોરી,
હાં હાં કરત મારત પિચકારી ગાવત ફગવા હોરી,
ગોવરધન શામ મુરારી. કાનુડેમેરી ચુંદડી. ૪

## હોરી ૬

સામરો ખેલે બ્રિજજન સંગે ભલારે સામરો ખેલે,
ગઉરશામ સબ મીશ્રીત ખેલે રાસ રચ્યો અતીરંગે,
અબીર ગુલાલ ઉડાવત ગોપી ઉનમેં ખુબ ઉમંગે;
રેલાયા સબ પચરંગે. સામરોખેલે. ૧
કોઈ નાચત કોઇ ગાવત નારી બાજત તાલ મૃદંગે,
થનનન થેઇકાર થઇ રહયોછે બોલત હોરી અભંગે;
મચાઇ ધુમ શ્રીરંગે. સાનગે ૨
પાઉમે ઘુઘરા બાજત છનનન તનનન તાન ભીરંગે,
ડફ નુરઘા બાજત દોઉ પાસે ખેલત શામ સોહંગે;
લીપટકે રાધેકા અંગે. . . સામરો ખેલે. ૩
ચોલી ચીર ચરણા સબ રોલે બોલે ગુલાલકે રંગે,
કેશર ઢોલે શામકે ઉપર બોલત ફાગ પ્રસંગે;
ગોવરધન મગ્નહે અંગે. સામરો ખેલે. ૪

## હોરી ૭

સામરો મધુ બનમે આયો ભલારે શામરા મધુ.
શોળ સહસ્ત્ર ગોપીકુ સંગે રાધે પ્યારીકુ લાયો,
કેશરીરંગકી ભર પીચકારી રાધેકુ અંગ લગાયો;
એસે હરિફાગ મચાયો. સામરા મધુ. ૧
ગોપસખા સહુ શોભત સંગે અંગે વસ્ત્ર સજાયો;
સીરપે ધર્યોહે મુગટ સુનેરી એવાલો મનસે ભાયો;;

મેરસે નેન લગાયો.　　　　　　　સામરા મધુ.　　૨
મે જાતિ હરિમીલને ખાતર દુરશે દોડતો આયો,
અબીર ગુલાલમેં રોળી મુજકુ કેશર રંગ ઝુકાયો;
છાતીસે બાથ બીડાયો.　　　　　　સામરા મધુ.　　૩
ક્યા કહુ શોભા ઇસ મધુ બનકી કાનેને રાસ રચાયો,
બાલક બીસર કોઉ ઘર કામા કાઉ નીજ પતિને ભૂલાયો;
ગોવરધન શામગે આયો.　　　　　　સામરા મધુ.　　૪

## હોરી. ૮

સામરા સંગ ખેલુ ન હોરી ભલારે સામરા સગ ખેલુ ન હોરી.
ઓદીન હોરી ખેલન મે આઇ રંગમે મુજકુ રોરી,
કોરે સાલુકો પાલવ ફાડયો મોહન માલા તોરી;
નાક મેં સે નથની બીઓરી.　　　　　　સામરા સગ　　૧
મધુ બનમેં બુલાઇ મેરેકુ ગગરી સીરપર ઢોરી,
અબીર ગુલાલ ભર્યો આ તમનમો ચોરીકી કસ તોરી;
ઊવીયાં મેરી જોરસે ઘોરી.　　　　　　સામરા સંગ.　　૨
મહી લુટે મોહન વાં મેરા મટૂકી મહીકી ફોરી,
અધુર કે પર ચુબન કર દીનો જીવન દેખાઇ જોરી;
છોડાઈ લટવાં મેરી.　　　　　　સામરાસગ.　　૩
ઇસકારણુ નહી ખેલુ તુમસે ફાગ ઓર દુજી હોરી,
સાસુલદે નણુદી દે ગારી ઇજત જાવેગી મેરી;
ગોવરધન સગમે તોરી.　　　　　　સામરાસગ.　　૪

## હોરી ૯

સામરો મથુરામે રહયોહે ભલારે સામરો મથુરામે.
ગોકુલકી નારીકુ છોડી મોહન મથુરાં ગયોહે;
એ દુખસે મેરા બદન જલતહે પલએક વરશ થયોહે;
કામજવર પ્રગટ ભયોહે.　　　　　　સામરા મથુરા.　　૧
કુબજાશોક એ બેરન હોકે કાનાકુ બસ કીયોહે,
ખેલતહે નટવરજી સંગે રંગકા સંગ લીયોહે;

એ તન હાન્વરકુ દીયોહે. સામરો મથુરાં. ૨
એ બેરન કુબજાએ વાંહાંસેં કાગદ એક દીયોહે,
સુન કાગદ મેરી છતીઆં જલતહે હોરી તન પ્રગટયોહે
હર્ષ સબ દુર થયોહે. સામરો મથુરાં. ૩
કીસ ઉપાય સખીએ પાસુ જોગન બેસ લીયોહે,
જો મીલસે ગિરધર ગોકુલમેં તો તન ઉનકુ દીયોહે;
ગોવરધન કસમ કીયોહે. સામરો મથુરાં. ૪

## પ્રલ્હાદા ખ્યાન.

રાગ મારૂ પ્રથમ પુજુશ્રી ગુરૂજીના પાય, કરજોડી સમરૂ વ્રજ રાય; વિઘ્નનાશ વિનાયક દેવ, કરૂં શંકરસુતની શેવ ૧ કરો કૃપા જાણીને દાસ, પુરો અંતરમાં આવી વાસ; સુભ મતિ આપો ભગવાન, ગાઉ પ્રિતે પ્રલ્હાદ આખ્યાન ॥ ૨ ॥ બ્રહ્માના વિરંચી નામે પુત્ર, રૂશી કશ્યપ તેમના સુત્ર; થઈ તેથકી પુરણ પક્ષ, એક દેવને બીજા છે રક્ષ ॥ ૩ ॥ રક્ષકુળથી થયો હિરણ્યાક્ષ, બીજો હિરણ્ય કશ્યપ રક્ષ; એવા કશ્યપ કેરા પુત્ર, બનો બળીઆ માહા અદભૂત ॥ ૪ ॥ પીડે દેવને અસુર એ પાપી, યગ્ન ધર્મને નાખે ઉથાપી; ધરી વરાહરૂપ ભગવાન, હણ્યો હિરણ્યાક્ષ એ બળવાન ॥ ૫ ॥ બીજુ નરહરીનું રૂપ ધારી, હિરણ્યાકશ્યપ નાખ્યો સંહારી; સુત સુની વધા એમ જ્યારે, શનકાદિક ઉપી બોલ્યા ત્યારે ॥ ૬ ॥ કહો હિરણ્યાકશ્યપ હણ્યો શાને, ભાખો વૃતાંત તો મન માને; સુતસુની કહે સૌ વીસ્તારી, કહુ સાંભળજો સુખકારી ॥ ॥ કસ્યપને દિતી અદિતીનાર, થયા દેવ દાનવ તેથી અપાર; વરાહ રૂપ ધરીને જ્યારે, માર્યો હિરણ્યકસ્યપને ત્યારે ॥ ૮ ॥ તેની માત છે દીતિ જેહ, પામી પીડા પુત્ર વીણુ તેહ; બીજો સુત હીરણ્યાકશ્યપ નામ, કીધો વીચાર તેણે ઠામ ॥ ૯ ॥ મારી માતાતણુ દુખ હરવા, જાઉ બ્રહ્માની ભક્તિ કરવા; આવું વર લઈને હું જ્યારે, આપે હરિ હણવાનું ત્યારે ॥ ૧૦ ॥ કરી વીચાર ગયોઅસુર, મંદ્રાચળની ઉપર ધરી સુર; સુર સરિતાવીષે કરીસ્નાન, ધાર્યું પુર્ણ વિધાતાનું ધ્યાન ॥ ૧૧ હમતપ આદર્યું છે અપાર, ઉગ્યા તરૂદર્ભ વપુપર નિરધાર; તપ

જોઇને અમર અકળાયો, ઉઠી વીશ્વકર્મા પાસે આવ્યો ॥ ૧૨ ॥
સ્વામી તમ તપ કરે કોઇ જન, માટે જઈ આપો તેને વચન:
ભયલાગે છે અમને ભારી, થાય અમરા પુરી અધિકારી ॥ ૧૩ ॥
પછી આપે ઉઠ્યા છે વિધાતા, મંદ્રાચળપર અવીનાશી જાતા ॥ ત
તક્ષણ તેહ સ્થાનક આવ્યા, દેવે દૈત્યને દીધો જગાવી ॥ ૧૪ ॥
છોડી સમાધિને પાય લાગ્યો વર વિવિધ પ્રકારે માગ્યો, સ્વામી આ
પો મને જેહુ કહું, તમ પદરજમાં આવીરહુ ॥ ૧૫ ॥ માગમાગ
હું થયો પ્રસન્ન, આપુતજને અભય વચન; તવ બોલ્યો અસુર
એનીવાન, કહુંસ્વામીજી હુ સાક્ષાત ॥ ૧૬ ॥ તમે સરજ્યા એ જી
વથી ડરના. દીનરજની સમે હું મરના; લોહ કાષ્ટને ગૃહ આંગણે
ના, દેવ દઈત્ય મનુષ્ય હણે ના ॥ ૧૭ ॥ અસ્તુ કહીને વળ્યા ત્યાં
વિધાતા, મળ્યા રાક્ષસ મદના માતા; બળ અપાર દેહમાં વ્યાપ્યું,
શોણિત પુરમાં પછી રાજ સ્થાપ્યુ ॥ ૧૮ ॥ હિરણ્યાકસ્યપ દઈત્ય
ને હાડ, જાણે દીસંતો પ્રૌઢજ પહાડ; તેડયા અસુરદળતયાં અપાર,
ચાલ્યો દેવનો કરવા સંહાર ॥ ૧૯ ॥ સૈન્ય અસુરનું કીધું તૈયાર,
થયો ધરા ઉપર ધમકાર ॥ બેઠો હસ્તીઉપર દૈત્ય જ્યારે, શેષ શળ
કયો ધરા ધ્રુજી ત્યારે ॥ ૨૦ ॥ ડોલ્યા દશ દીગપાળજ સર્વ ॥ છુ
ટયો ઉત્તમ યોદ્ધાનો ગર્વ; ફોડી પાતાળ જીત્યા શેષ ॥ ભુમીપરના
જીત્યા સર્વદેશ ॥ ૨૧ ॥ સુર અમર જીત્યા સર્વ તેણે, આણવરતા
વી જગમાં એણે ॥ વલણ. આણ વરતાવી સર્વ ઠામે
હિરણ્યાકસ્યપને વશથયા, જીતપામી ઘેર આવ્યા અસુર નીજ
સ્થાનક ગયા. ॥ ૨૨ ॥

## ૩૬વું રે જુ

રાગ ઢાળ. સુતજીની કહે સનકાદીક ને સાંભળજો સહુ વાત,
ત્યાર પછી શું થયુ તેની સંભળાવું હું ખ્યાત. ૧ સર્વ દેશ જીતીને
આવ્યો ઘેર અસુરનો રાય, પુત્ર પ્રસવની વધામણી પામ્યો તેથી
મન હરખાય. ૨ ॥ હર્ષ ધરી બહુ અંગે રંગે બહુ રીદ્ધ સીદ્ધ લું
ટાવી, તોરણ બાંધ્યાં ઉચ્છવ માંડયો ગુરૂ સુકને બોલાવી. ૩ ॥ એ
મ પુત્ર પંચ વર્ષનો રૂપ લલિત ગુણ બાળ, માત પીતાએ સ્નેહ

થકી બેસાર્યો સુત નિશાળ ॥ ૪ ॥ પુત્ર પ્રલ્હાદ વિચિક્ષણ ભક્ત અ વરન એની સમાન, રામ રામ હરિ હરિ મુખ જપતો રાત દીવ સ ભગવાન ॥ ૫ ॥ નિશાળમાં પણ વિદ્યા ભણતાં રામ નામ નવ મુકયો, પાઠક અંક ભણાવે તોપણ હરિ હરિ એવન ચુકયો. ॥ ૬ ॥ શિક્ષક કહે કહે એક કુંવર તું તવ બાળક કહે વાણ, એક વિના ભગવંત જપુ નહી રહે અને રહે પ્રાણ ॥ ૭ ॥ બોલને બાળક બે તે પાછળ મુખથી કર ઉચ્ચાર, કહે પ્રલ્હાદ બીજો અવની પર નથી અ- જયોકીરતાર ॥ ૮ ॥ તવ ગુરૂ કહે બોલો ત્રણ હવે તવ બોલ્યાં ભ. કત વચન, શહસ્ર નામ જપુછું પ્રભુનું ત્રણ ન રહે મુજ તન ॥ ૯ ॥ બોલો હવે કહે પાઠક પોતે એક બે ત્રણને ચાર, કહે પ્રલ્હાદ સાં ભળ અજ્ઞાની હરિ તણોછે આધાર ॥ ૧૦ ॥ પાંચ ભણો તવ બો લ્યોં બાળક પાંચે નલાગે આંચ, પાંડવ પાંચે તાર્યા તેવા અવની પતિછે સાચ ॥ ૧૧ ॥ એ સુણી પાઠક રીસે ભરાયા ક્રોધ બાળક પ ર કીધો, હીરણ્યા કસ્યપ પાસે જઇને નીજ પુત્ર સોંપી દીધો ॥ ૧૨ ॥ કહે પંતોજી સાંભળ રાજા દુષ્ટ તમારો બાળ, નવ શીખે શીધો કંઇ મારી ભેળાડી સગળી નિશાળ ॥ ૧૩ ॥ શાળા મધે રહીને પો તે ભણાવતો સહુ બાળ, તારી દેઇ દેઇ બોલતો મુખે ગાતે શ્રી ગો પાળ ॥ ૧૪ ॥ પ્રલ્હાદને પીતુ પુછે છે શું ભણયો કુંવર કહે વાત, કહે કુંવેર નારાયણથી નથી અધિકુ કંઈ તાત ॥ ૧૫ ॥ સુત વચન સાં ભળી રાયે ચીસ ભયંકર પાડી, પાય ઝાલી ઉપાડી સુત દેહ અવ ની પર પછાડી ॥ ૧૬ ॥ અરે સઠ સુત શત્રુ તણું તું નામ વદે છે શુંય ॥ કુળમાં કયાંથી પ્રગટ થયો આવો અગ્ની સરીખો તુંય ॥ ૧૭ ॥ નીજ પત્નિને બોલાવીને કહી પુત્રની ટેવ, માતા શીખદે સુતને બે સારી નકર શત્રુની શેવ ॥ ૧૮ ॥ કહે પુત્ર સાંભળ મુજ માતા અ. ત્માના આધાર, નારાયણ સમ નર નથી બીજો સ્રષ્ટી તણા કર તાર ॥ ૧૯ ॥ દાનવે અન્ય અસુર બોલાવ્યા લઇ જાઓ મુજ કુ માર, વિષ દેજો કે અગ્નીમાં કે નાંખજો જળ મોઝાર ॥ ૨૦ ॥ અ સુર ચાલ્યા આજ્ઞા માગી નાંખ્યો ઉદધી માંહ, રાખે રાંમ તેને કાં

ણુ મારે ઉગાર્યો હરીએ ત્યાંહા ॥ ૨૧ ॥ ત્યાર પછી અગ્ની પ્રજાળી નાંખ્યો તેહ કુમાર ॥ તેથકી ઉગર્યો ભક્ત હરીનો કોટીક વાર પ્રકાર ॥ ૨૨ ॥ વચન. કોટીક વારે પ્રકાર પ્રભુએ ઉગાર્યો પ્રલ્હાદને, હીરણ્યા કસ્યપ રીસ ધરતો મારતો અતી બાળને ॥ ૨૩ ॥

## કહણું ૩

રાગ. હોમ. કાવ્યં તક્ષક નાગને વિષ લેઇ આવો આ સમે, આવ્યોછે આજ્ઞા માનતો વિષધર અસુર સભાગમે ॥ ૧ ॥ પીતા કહે તવ પુત્રને તુજ વીશ્નુ જો સહાયે થશે, તો લે આ વિષનું પાન કરતાં રામ તને ઉગારશે ॥ ૨ ॥ જરાળાથી જન વ્યાકુળ થયા પ્રલ્હાદે પીધું સહી, નવ લાગ્યુ વિષ કંઇ ભકતને સૌ અસુર તે ભાળે તહી ॥ ૩ ॥ અન્યો અન્ય વીચાર કરતાં વાત વદતા બાળની, લાવ્યો નસાચું વિષ ફુણિધર પક્ષ લેઇ ગોપાળની ॥ ૪ ॥ તવ હિરણ્ય કશ્યપ કહે અસુરને છેદો સુતના શિશને, સહસ્ત્ર દાનવ ખગ્ડ ઝાલી પ્રસન્ન કરવા ઈશને ॥ ૫ ॥ પ્રહાર કીધો ભક્ત ઉપર નવ વાગ્યું કંઇ પ્રલ્હાદને, સુણીને મન સંદેહ લાગ્યો અસુર જનુની તાતને ॥ ૬ ॥ આ પુત્રતો પ્રવિણ છે વશીકણુ વિદ્યા મહી, મંત્ર તંત્ર જંત્ર જાણે માટે મરવાનો નહી ॥ ૭ ॥ પછી બાંધીઓ હસ્તિ પદે ચુરણ કરવા કાચને, ઉગાર્યો હરિએ ત્યાંહાં તે ખબર પહોંચી રાયને ॥ ૮ ॥ બહુ ક્રોધથી વદીઓ અસુર લઇજાઓ દુષ્ટને આપળે, ગીરી શીખર પરથી નાંખજો અવની સુધીતે આથડે ॥ ૯ ॥ વચન શિશ ચડાવીને ચાલ્યા અસુર લઇ બાળને, પ્રલ્હાદ મનમાં મગન થઇને જપે શ્રી ગોપાળને ॥ ૧૦ ॥ અવની થકી ઊંચા શીખર પર અસુર લઇ પોતે ચડયા, ઉસેટી દીધો ભક્તને પ્રલ્હાદ ભૂ ઉપર પડયા ॥ ૧૧ ॥ અસુર હેઠે ઉતર્યા તવ કુંવર કુશળ જોઈને, આશ્ચર્ય પામી પુત્રને લઇ ગયા પાસે રાયને ॥ ૧૨ ॥ જે જે કૃત્ય કર્યું અસુરે તેનો સહુ નિષ્ફળ ગયું, થાક્યા દૈત્ય કપાળ કુટી રોમ ના વાંકુ થયું ॥ ૧૩ ॥ સભા બોશે જઇ સોંપાયો વૃત્તાંત સર્વ કહ્યો કથી, મહારાજ ક્રોડ ઉપાય કીધા કુંવર આમરતો નથી ॥ ૧૪ ॥ તવ પીતા પુછે પુત્રને કહે બાળક સાચી વારતા, કેતું વશીકર્ણ તુ

જ કને કે પ્રાણ તારા નવ જતા ॥ ૧૫ ॥ અગ્ની તવ દહન કીધો વરૂણે ન ડુબાવીઓ, કહે બાળક સાચી વારતા વિઘા અમરની લાવીયો ॥ ૧૬ ॥ વિષ પાન કરતાં નવ મુવો કંઈ સસ્ત્ર એક અડયુ નહી, તવ બોલીઓ બાળક સભામાં સાંભળો પિતુ સહી ॥ ૧૭ ॥ વલણ, સાંભળ પીતા સાચુ કહુ મંત્ર મારો એહરે, રામ રામ શ્રી કૃષ્ણ સાચા નર શીંહ નારાયણ જેહરે ॥ ૧૮ ॥

## કડવુ ૪

ચોપાઇ ત્રણતાળની તવ બોલ્યોછે અસુર વાણી, દારામ નું બળ લીધુંજાણી; મુજથકી અધિકછે શું તેમાં, પુણ્ય પ્રભુતા ન દીસે જેમાં ॥ ૧ ॥ મારીઆણ જગતસર્વસહે, હાથ જોડી અમર ઉભો રહે; જીત્યા બળકરી સપ્ત પાતાળ, વશ વરતેછે દશદીગપાળ ॥ ૨ ॥ નથી હરિબળ મુજ સમાન, માટે મુક મમત ભગવાન; કરીકરોધ વધા ત્યાં પ્રલ્હાદ, સઠકેમ ભરાયો ઉન્માદ ॥ ૩ ॥ મુઢ મુરખ મમતા શું કરે, હરિથકી અધિકબળ ધરે; સચરાચર વ્યાપક સ્વામી, કેમ જાણેન અભીમાની ॥ ૪ ॥ તારોમારોને સર્વ પ્રજાનો, સહુ સ્રેષ્ટિ તણો સુજનારો; સુણી રીસકરી બોલ્યોરાય, પાપીપુત્ર પામીશ શીક્ષાય ॥ ૫ ॥ મુરખ નિંદાવદે કેમ મારી, શીખમાને ન આ સુભકારી; તુજ હરિ તણું જોવા જોર, કરૂં કામ હુ પ્રતક્ષ ઘોર ॥ ૬ ॥ એમ કહી ક્રોધ કીધો છે ભારી લાવ્યો લોહનો સ્થંભ અસુરારી; અગ્નીથી સ્થંભને રકત કીધો, નીજપુત્રને બોલજ દીધો ॥ ૭ ॥ કહે પુત્રતું આવને પાસ, કયે સ્થાનક તુજ અવીનાશ; હરિતુજતણો વ્યાપ્ત જે કેહે છે, તે આ સ્થંભની માંહે રેહે છે ॥ ૮ ॥ કહે પુત્ર મુરખ મન ભાળો, નથી બિશ્નુવિના ઠામ ઠાલો; જ્યાં જોઉછું કરીને દ્રષ્ટ, ત્યાંહાં દેખુંછું હરિહરિસ્પષ્ટ ॥ ૯ ॥ રામરામરામરામ જ્યાંહી, તુજ મુજમાં અને સ્થંભમાંહી; તવ અસુરવદ્યો ત્રતકાળ, બીડબાથ એસ્થંભને બાળ ॥ ૧૦ ॥ તુજરામ આસ્થંભમાં હશે, આવી આકાળે સહાય થશે; નહીંતો થશે તુજકાય, પુત્રકરૂંછું એ શીક્ષાય ॥ ૧૧ ॥ વલણ ॥ શીક્ષા કહુછું પુત્ર તુજને જોરામ તુજ સાચાહશે સ્થંભથી હરી પ્રગટ થઇને તન તુજ ઉગારશે ॥ ૧૨ ॥

## કડવુ ૫

રાગ ઢાળ. પીતુ પાસે પુત્રઆવી વારતાવદીઓ તહીં, નીશ્ચે મારી સહાય કરશે આવી અવીનાશી અહીં ॥ ૧ ॥ ક્ષણુંવાર સ્મરણ કરીને ઉઠીયો બાળકતદા, ભેટીઓ સ્થંભને નિઃશક મનથી સર્વદા ॥ ૨ ॥ હરિહરિ મુખેઉચર્યો ગાતો વળી ગોપાળને અગ્નીવકી છે રકત તો નવ દહન કીધો બાળને ॥ ૩ ॥ પણ તત ક્ષણતે સ્થંભ ફાટયો નરહરિ પેદાથયા, ભકતકારણ જન્મધરી પ્રલ્હાદ ઉગારણ આવીઆ ॥ ૪ ॥ હડહડ ધડધડ શબ્દગાજ્યો અપરી મય અશાડનો, ભૂભૂ હુંહુંકાર વ્યાપ્યો નરહરિભગવાનનો ॥ ૫ ॥ અરધરૂપછે નરસમુને અરધ છે સિંહજ તણું, દેખ્યું વીજટભ સામનું પ્રલય જગત બીહામણું ॥ ૬ ॥ દાનવ નાઠા ચાસપાડે સુણી હોંકારો સ્યામનો. કરોધ ધરી ધરણીપતિ સંહાર કરતા અસુરનો ॥ ૭ ॥ ઉચસાદ અપાર જગમાં સરવ સ્થળ ગાજીરહયો, સ્વરગને મૃત્યુ વળી પાતાળ સમ પ્રલયથયો ॥ ૮ ॥ ધરણીતો થરથર ધુજતી દીગપાળ ડોલ્યો તેસમે, શેષશળક્યો ભાનું અટકયો નાથત્યાં નિશ્ચેરમે ॥ ૯ ॥ બિકાળરૂપ ભયભીત સરખુ ખલકને ખાઇજશે, હિરણ્યકસ્યપ બીકમાન્યે નિશ્ચે મુજને મારશે ॥ ૧૦ ॥ તવ ઉઠીયો ગોપાલ મારીફાલ જઇકર ઝાલીઓ, હિરણ્યકસ્યપ પાયઝાલી ભુમીપર પછાડીઓ ॥ ૧૧ ॥ અન્યોઅન્યજ યુદ્ધ કરતા દેવને દાનવ અતી, ઠીકમુક્કીલાત મારી અસુરભંગ કરી ગતી ॥ ૧૨ ॥ અપાર કરોધકરી અરીને નાંખીઓ ભુ ઉપરે, તે અંગપર બેઠાએ નરહરી મુછી અસુરને કહે વારતા, બ્રહ્માતણો સરજેલ હુંછું વીધીવચન સંભારતા ॥ ૧૪ લોહકે આ કાષ્ટ દાનવ સાયંકાળજ આસમે, કહે દીનકે રજની વળી ઘર આંગણું દેખી ચમે ॥ ૧૫ ॥ એવું કહી અતી કરોધકરીને નખ થકી વીડારીઓ, રૂધીર પાનકરીને કેશવ દઈત્યનો પતી મારીઓ ॥ ૧૬ ॥ આરોપીનસ સૌકંઠમાં મહા ભયંકર વીકાલ છે, લોચન તીખાં રકત દીસે જાણે ખલકનો કાલ છે ॥ ૧૭ ॥ સૌ દેવ વઈમાને ચડી આવ્યાછે અંતરીક્ષ દેખવા, ભયપામીઆ જોઈ રૂપમન સર્વ લાગ્યા વિચારવા ॥ ૧૮ ॥ કોઈ ઉ

પાયે કરોધ આ અવની પતીનો નવજશે, કહો શા ઉપાયે શાંત પ્રમે બાળકમાં ખામી થશે ॥ ૧૯ ॥ નવ હામચાલી કોઇની સ્વામી ની પાસે વીચરવા, કરો શાંતી મહાપ્રભુજીતમે ન સુર ગયોછે ઉચરવા ॥ ૨૦ ॥ મુસ્તક નમાવી પ્રલ્હાદજી જઇ પાસે બેઠા પ્રીતથી સ્તુતિકરી ભગવાન કેરી પ્રસન્ન કરવા વિધથી ॥ ૨૧ ॥ પુછ્યા નિજપાસ લાવી રદય ઉપર દાબીઓ, જીભ ફેરવી તન ઉપર પ્રભુ એ પધરાવીયો ॥ ૨૨ ॥ વલણ પ્રભુએ પધરાવ્યો બાળને નિજ ભક્ત જાણીપાસરે, સુતવા સતલ્ય પ્રેમલાવ્યા પો હોંચાડી મનની આશરે.

## કડવુ ૬

રાગ દેશાખ રૂપ શાંત જાણીને આવ્યા દેવરે, વિધી અમર સુર મહાદેવરે; આવ્યા નારદને સહુ સાથરે, વેદસ્તુતિ પ્રજા પતી નાથરે ॥ ૧ ॥ કરોધ શાંત થયો બહુ નામીનોરે, દેહસ્નેહ યુ કત સ્વામીનોરે; પુષ્પ વ્રષ્ટી કરી દેવતાયરે, જયજયતણા શબ્દો થાયરે ॥ ૩ ॥ દુઃખસર્વતણુ થયું દુરરે, જોઇ હરખ્યા સરવે સુરરે; બ્રહ્મા વેદ ભણે હરિ આગેરે, વેણુ નારદની ત્યાં વાગેરે ॥ ૪ ॥ પત્ની પ્રભુનાં કમલા ત્યાં આવ્યાંરે, હરિશરણે જઇ સોહાવ્યાંરે; ધન્ય ધન્ય કહે દેવતાયરે, ત્યાંતો આનંદ ઓચ્છવ થાયરે ॥ ૫ ॥ જે વૈશ્નવ શેહેરમાં રેહેતારે, આવ્યા હરિશરણે નામલેતારે; સહુનું દુઃખ ટાળ્યું શામેરે, પછી ગયા પ્રલ્હાદને ધામેરે ॥ ૬ ॥ આપ્યું આસન હરિપધરાવ્યારે, પુજાકરવાનો વિધિ લાવ્યારે; જઇ ચરણે રહ્યા પ્ર લ્હાદરે, મુકયો સરવે મન ઉન્માદરે ॥ ૭ ॥ જોડી હાથ વધા ભક્ત વાણીરે, તમો સાંભળો પુરૂષ પુરાણીરે; મુજ પાપી પિતા હ તો એવોરે, તેણે સંતાપ્યા સરવે દેવોરે ॥ ૮ ॥ બહુ કામ કુકરમ કરાવ્યાંરે, બહુ ભક્તને દુખ દેવરાવ્યાંરે ॥ માટે કહુંછું સ્વામી શી રનામીરે, કરોમાફ એ અંતરજામીરે ॥ ૯ ॥ તવ નાથ ત્યાં વ દીઆ વાત, સાંભળ પુત્ર પલ્હાદ સાક્ષાતરે; મુજભક્તી થકી દુઃખ પામ્યો, પણ ટેક તેં નવ વીરામ્યો ॥ ૧૦ ॥ માટે અક્ષય સુખ તુને આપું, કોટી કલ્પ તણું દુખ કાપુ; વળતા મુસ્તક મુકયો હા થ, બોલ્યા કોટી બ્રહ્માડનો નાથ ॥ ૧૧ ॥ જન્મ મરણ

નું દુઃખ સહુ ગયું, સુખ અક્ષય ઉદે થયું; ઘર શોભિત પુરનું રાજ, કર પ્રજાનું સરવે કાજ ॥ ૧૨ ॥ ભોગવ રાજ્યને સુખ અપાર ॥ આવો તે પછી અક્ષર મોઝાર; પછી દેવને આજ્ઞા દીધી તેણે રાજ્ય નીતિ ક્રિયા કીધી ॥ ૧૩ ॥ આપ્યું પ્રલ્હાદ ને રાજ્યાસંન, આપ્યુ સર્વે એ અભય વચન; ભોગવ્યું રાજ્ય સુખ અપાર, ગયા અક્ષર ધામ મોંઝાર ॥ ૧૪ ॥ પ્રભુને પ્રાણથકી વહાલા તેહ, થઇ અમર પ્રલ્હાદની દેહ; એવા ભક્ત વચ્છલ ભગવાન, કીધાં કોટી તણાં એવાં કામ ॥ ૧૫ ॥ માટે ભકિતછે ભુધરને વહાલી, નહી ગમે ઘેર ઢાંગ ઠાલી; ગાશે પ્રેમે પ્રલ્હાદ આખ્યાન, થાશે સહાય તેને ભગવાન ॥ ૧૬ ॥ કહે ગોવરધન હું દાસ રહું લસુદ્રામાં વાસરે, રહું શ્રી પતિને કર જોડ બોલો જય જય શ્રી રણછોડરે.

## ઇશ્વર વિવાહ.

રાગ રૂક્ષમાણી હરણનો. શંકર સારદાને શીશ નામી ગરૂવા ગણપતી પુજીએરે, દયા કરો દેવી માત અંબિકા કાવ્ય કથી રસ લીજીએરે ॥ ૧ ॥ વીવા વીગતે જણાવું માતાજી શંકર ઉમીયા પરણીયાંરે, લગ્ન થયું કેવી રીતે ઇશ્વરનું પ્રેમે કરીને વર્ણીએરે ॥ ૨ ॥ એક સમે નારદ સ્વર્ગમાં બેઠા વિચાર પ્રગટયો મનમાંરે, હીમાચળ તનયા પાર્વતીને માટે જાવું હું શીવ ભોવનમાંરે ॥ ૩ ॥ કથન કથી પાર્વતી પરણાવું શંકરની એ જોડ છેરે કર્તા હર્તા શીવ જાણીગતના ઊમયાને વારવાના કોડ છેરે ॥ ૪ ॥ એમકહી અંતરીક્ષ આવ્યા શીવજી જ્યાં બેઠાહતારે, પ્રણામ કીધા નારદે સ્વામીને પુછી કુશળતાની વારતાર, ॥ ૫ ॥ કહે ત્રીપુરારી નારદ તમ આવે આનંદ વ્યાપ્યો મનમાંરે, કરી કૃપા કહો કેમ પધારયા કોદીન મુજ ભોવનમાંરે ॥ ૬ ॥ કહે નારદ તમ દરશન કરવા મનં ઇચ્છા મારી હવીરે, તે કારણ આવ્યો સ્વામી સમીપે ભાગ્ય સફળ તેથી થયુરે ॥ ૭ ॥ કરજોડી વદીયા નારદ ત્યાં સ્વામી સાંભળો વારતારે, કન્યા સમોવડ છે તમ લાયક કહોતો કહું તેની કથારે ॥ ૮ ॥ શંકર કહે સહુ વારતા ભાખો નાત જાત કુળ તેહનુરે, માત તાત કોણ તે કામનીનાં કોણ હશે ગામ એ

હનુરે ॥ ૯ ॥ નારદ કહે દુરપંથ છે અહીંથી એક હીમાચળ રાય છેરે, મેના નામે પવીત્રછે પત્ની.તેથી ઉત્પન કન્યાયછેરે ॥ ૧૦ ॥ પાર્વતી નામછે પ્રસિધ્ધ તેનું રૂપગુણ સમોવડ નહીરે, લલિત સુલક્ષણુવદન અલોકીક ભંડાર જ્ઞાન તણો સહીરે ॥ ૧૧ ॥ પ્રગટયાછે મહાદેવજી પોતે લાયક છે તમ સંગમાંરે, અવર કોણ એસમાન કાંમા રેહેતા સદા આનદમાંરે ॥ ૧૨ ॥ કોડે શોભા તેની શી કહાવુ રૂપ અનોપમ છે અતિરે, દિસે છે જગત જણેતા જાણે વર્ણુ ન થાય મુજવતીરે ॥ ૧૩ ॥ હિંડેછેહંસ તણી ગતી ધરતી ડગલા ભરે ભુઉપરેરે, સિંહ સરીખી કટિ નીજ શોભે કવી ઉપમાતે શુંકરેરે ॥ ૧૪ ॥ અંબુજ દંત દાડમ બીજ સરખા કંઠ કપોતની લાજતીરે, વેણુ વાસુકી નાગ જણાવે ઓઢણી અંબોડે છાજતીરે ॥ ૧૫ ॥ સરદ પુનમનો શશી જાણે છાજે ભાળ કપોળ વીશાળછેરે ॥ ચંચળ નેત્ર ચપળછે ગાત્ર ગુણ બાળામાં અપારછેરે ॥ ૧૬ ॥ ત્રીવેણી ધનુષ્યાકાર ભમરછે ખંજર સરખી વાંકડીરે, ઉપમા અન્ય નથી કંઇ બીજી અધુર ગેલાબની પાંખડીરે ॥ ૧૭ ॥ કમળ પત્ર સુંદર શોભે કદળી જંઘા તમામછેરે ॥ શીવજી શોધતાં સર્વે જગતમાં ઉમીયા ઇશ્વરની સમાનછેરે ॥ ૧૮ ॥ બાળ કુંવારી હીમાચળ તનયા પતિ સોધે પૃથ્વી મહીરે, પાર્વતિને શીવની જોડ સારી એવી અવનીમાં દીસે નહીંરે ॥ ૧૯ ॥ વલણ. અવનીમાં દીસે નહીં સરખા સરખી જોડરે, ગોવરધન કહે પરણતાં પહોંચે મનના કોડરે ॥ ૨૦ ॥

## કડવુ ૨ જુ રાગ ઢાળ.

નારદશુ શંકર વધા તમે સાંભળો મુનીજન, જાઓ હીમાચળની કને તે મેનાંને ભોવન ॥ ૧ ॥ લગ્ન દીન નીશ્ચે કરીને વેહેલા વળજો ફિર ॥ વાયુ વેગે સંચરો નવ કરતા વાટે ધિર ॥ ૨ ॥ વચન શીશ ચડાવીને ઉઠયા ત્યાં નારદ મુન્ય ॥ હીમાચળને ધામ આવ્યા જેમાં નહી કંઇ નુન્ય ॥ ૩ ॥ આવતા દેખ્યા રાયજીએ નારદને જેવાર દંડવત કરી આસન આપ્યુ પુજ્યા વિધી અપાર ॥ ૪ ॥ કહો મુની શે કારણે આવ્યા પવીત્ર કીધુ ધામ ॥ કૃતારથ થયાં તમ દર્શનથી કહો અમ સરખુ કામ ॥ ૫ ॥ નારદ કહે તમો સાંભળો પુત્રીના વીવાહ

કાજ ॥ વર રૂડો સોધી લાવ્યો જે જગત પતિ શીવરાજ ॥ ૬ ॥ માત પીતા મન હર્શપામ્યા પુછી મુનીને વાત ॥ કહો મુની એ કોણછે કો ણ ગામ કવણ એ જાત ॥ ૭ ॥ કુળ કેવુંછે તેહનું વળી કેવો વપુ વર દેહ ॥ સંભળાવો સ્વામી તમે જેથી ટળે સૌ સંદેહ ॥ ૮ ॥ રૂશી કહે તમો સાભળો કહું વર તણી સહુ વાત ॥ સુરવર મુનીવર સહુ જાણેછે છે જગતના તાત ॥ ૯ ॥ પ્રાક્રમ જેનાં પ્રૌઢ દીસે મારણ તારણ એહ, લક્ષ્મીવર સરખાછે સંગે પારવતી પતિ તેહ ॥ ૧૦ ॥ કુળ ઊંચું નામ મોટું વાસ વસે કઇલાસ, ત્રીલોકના તાત તેવા આપે રહે અવિનાશ ॥ ૧૧ ॥ ભાગ્ય ફ્લશે પાર્વતીનાં મળશે એશું સગાઇ, પૂર્વ જન્મનાં પુન્યથી થાશે શંભુ તમ જમાઇ ॥ ૧૨ ॥ સુણી હરખ્યાં મનમાં સગાઈ શીવશું કીધ, લગ્ન ધારી હીમાચળે શ્રીફ્લ રૂષીને દીધ ॥ ૧૩ ॥ વલણ. શ્રીફ્લ દીધું રૂષી રાયને વીત્યા નીજ ઘેરરે, આનંદ ઓચ્છવ થાયછે માધવજી જ્યાં મેહેરરે.

## કડવાં ૩ જુ

ત્રીતાલી ચોપાઇ થયાનારદ મનઉલ્લાસરે આવ્યા કૈલાશ શીવજીની પાસરે હીમાચળે વિવાહ કીધોરે વરઉમયાએ સોધી લીધોરે ॥ ૧ ॥ રૂડું મોરત શુભ તિથી વારરે સુંદો જાનને કરીતૈયારરે, કહે શીવ ચાલો હરિ પાસ જઇએરે રૂડીવાત વિવાહની કહીએરે ॥ ૨ ॥ લખો કંકોતરી દેશો દેશરે તેડો દેવ રૂષીને નરેશરે, પછી ચાલ્યા પ્રભુની પાસેરે વેગે આવ્યા વૈકુઠ અવાસેરે ॥ ૩ ॥ કહી વિવાહની ત્યાં વધાઇરે હરખ્યાં કમળા અને સુખદાઇરે, લખી કંકોતરી સહુ ઠામરે આવ્યા સર્વતે શીવજીને ધામરે ॥ ૪ ॥ થયા તત્પર સૌ તતખેવરે, લેઇ જાન આલ્યાગાહાદેવરે. હીમાચળે વીવા વિધ માંડયોરે, સાંગા સર્વસહોદર તેડયાંરે ॥ ૫ ॥ રચ્યો મડપ વીવેક ભારીરે, ગાય મગળ ત્યાં નર નારીરે રત્ન જડીત્ર સુવર્ણ છાંજેરે સ્થંભ મણીશીલાના બીરાજેરે ॥ ૬ ॥ ભુમીથી ઉચ અનો આકાશ, રે હજા જ્યોતિને કળશ પ્રકાયેરે; વિધવિધનાં ચિત્ર ચીતરીયાંરે, કારી ગરી તણાં કામ કરીયારે ॥ ૭ ॥ રૂડા હોજ ફુવારા ને બાગરે, ગાય ગાંધર્વ છત્રીસ રાગરે; એવી મડપ રચના માંડીરે, ચતુરાઈનાં ચીત્રજ કાઢીરે ॥ ૮ ॥ આવ્યો લગ્નદિ

વસ તતખેવરે, પધાર્યા. જાન લઇ મહાદેવરે; જાનૈય સાથેછે બળવા નરે, સગે કમળા અને ભગવાનરે ॥ ૯ ॥ બ્રહ્મા સાથે આવ્યા બ્રહ્માણી રે, લાવ્યા ઈંદ્રને સાથે ઇંદ્રાણીરે; રવિ સાથે રંનાદે રાણીરે, ચંદ્રની સાથે રોહીણી જાણીરે ॥ ૧૦ ॥ ગોટામોટા, રૂશી સાથે આવ્યારે, રૂડી જાન જુગતની લાવ્યરે; કહું શીવજી તણુ રૂપ કેવુંરે, સહુ લોકને હસવા જેવુરે ॥ ૧૧ ॥ વ્રશભારૂઢ થયા છે નાથરે, ભૂતપ્રેત પિશાચ છે સાથેરે; અંગ ઉપર ભભુતિ ચોળીરે ખભે ભાગ ધુતુરાની ઝોળીરે ॥ ૧૨ ॥ હાથ વીષે ચલમ ગાંજે ભરીરે. તેથી આંખડી રાતી કરીરે કંઠે વલગાડયાસર્પ કાલારે, ધરી હરિએ હાથે રૂઢ માલારે ॥ ૧૩ ॥ બાંધી શીવજીએ જટા સારીરે, કંથા ફાટેલી અંગે ધારીરે હાથે જલક મડલ લીધુરે, એવુ વીરૂપ પશ્વરે કીધુરે ॥ ૧૪ ॥ આવી જાન ભાગોળે ભારી થઇ સામઈયાની તૈયારીરે; મળીસુંદરી મગળગાવારે,ચાલીવરરૂડાનેવધાવારે ॥ ૧૫ ॥ વલણ વર રૂડાને વધાવવા ચાલી ચતુરા બાલરે ગોવરધન જોઇ વીસ્મય પામી પડી પેટમાં ફાલરે ॥ ૧૬ ॥

## કડવાં ૪

રાગ ધોળની દેશી. આવોછે નારી નીહાલવા સહુ ટોળેથઈરે, મનમાંહી પામી પરીતાપ શંભુવરનેજોઇરે ॥ ૧ ॥ દોડીનાર ત્યાંહાં દસવીસ જઈ કહ્યું માતનેરે, તમેજુવોને આવ્યા જમાઈ માનો મુજવાતનેરે ॥ ૨ ॥ એનું રૂપજોઇને હો માત અમેસહુ લાજીએરે, વૃદ્ધકાયા ને વ્રષભ પલાણુતે અંતર દાઝીએરે ॥ ૩ ॥ કયાંથી પ્રગટયાં પાર્વતિનાંપાપ એવરને પરણાવશેરે, એવા જોગીની સંગમાં માત એ કુંવરી કેમ જશેરે ॥ ૪ ॥ એને પોંખવાજાશેજે હ તો સર્પ ફુંકાગશેરે, કરે કપાલ ચંદનસાર વિંછી ડંખ મારશેરે ॥ ૫ ॥ સુણીવારતા નારીની સર્વને માતે વીચારીયુરે, જોશીના કીધી આ સગાઈ પાપશું પ્રગટ થયુરે ॥ ૬ ॥ મેનાનું મનતો માને નહી અવગુણ ગાયછેરે ॥ હવે કરવોશો ઉપાય મનતો અકળાયછેરે ॥ ૭ ॥ જોઇને મન નીશ્ચે કર્યું વારતા નહીં બનેરે ॥ નહી પરણાવું હું ઉમીયાય એવા જોગીકનેરે ॥ ૮ ॥ પછી કહી છે પુત્રીનેવાત શુંકરવું હવે કહોરે ॥ આવા પુરૂષસાથે શું પ્રિત કરી સુખ ભોગવોરે ॥ ૯ ॥ ત્યારે બોલ્યાંછે ઉમીયામાત વારતા

સામીકહું રે ॥ હું તો વરીશું એ વરસાથ કે સીવ શરણે રહું રે રે ॥ ૧૦ ॥ માત પુર્વજનમના પુન્યથી એવરપામી યેરે ॥ એછે ત્રીલોકનો ફીરતાર કહ્યું નારદ સ્વામીયેરે ॥ ૧૧ ॥ પછી માતને ચડીબહુરીસ કે પુત્રી કુપાત્ર છેરે ॥ નવ કરવી એશું સગાઇ એ જોગી જમાત્રછેરે ॥ ૧૨ ॥ એની કંઠેવસે કાળાસર્પ એ કોદીન ફુફ્વેરે ॥ મારી લાડકવાઇ બાળ જોઇને ડરીમરેરે । ૧૩ ॥ મન માનેનહી માતનું ઈશ ઉભા આંગણેરે ॥ નવ પોંખવા જાય કોનાર ગાળ અદકી ભણેરે ॥ ૧૪ ॥ વલણુ ગાળભણે સહુ શીવને ક્યાંથી પ્રગટયાં પાપરે ॥ દુખમાંનાખી પુત્રીને કેમ જોવા ય અદાપરે ॥ ૧૫ ॥

## કડવાં ૫

રાગ ત્રોતાલી ચોપાઇ સહુ સમજાવા કંન્યાને ચાલીરે, સીદ હઠકરો બેન હાલીરે; નથી જોગએ વરવાને જોગરે, એ વા વ્યસનીશું ભોગવો ભોગરે ॥ ૧ ॥ સહુ હાંસીકરે એનેદેખીરે, કન્યા કેમદીજે દેખીપેખીરે; જોઈશું કુળવંતો જમાઈરે; માટે ના કહો ઉમીયાબાઇરે ॥ ૨ ॥ ત્યારે બોલ્યો પારવતી બાળીરં, મારે લાગી શંભુજીશું તાળીરે; જેવોતેવો એ અમારો સ્વામીર, હું તો પુરણ પદવીપામીરે ॥ ૩ ॥ મલયા પુરવ જનમનાં પુન્યરે, તેથી થયા સ્વામી શીવ મુન્યરે ॥ શીખ દીધી સર્વે નવ માનીરે, સહુ આવી નારી અભીમાનીરે ॥ ૪ ॥ વલતી ઉમીયા શંકર પાસે આવે રે, સ્તુતીકરીને શીવ સમજાવેરે;

રાગ ફેર, ધોલ સ્વામી શું કરરોરે, આવું હાસ્ય તમે શીવરાય, માત મુજ કલકળેરે, કહે એ સંગે વીવાનવ થાય ॥ ૫ ॥ બીજી નારી સહુરે, ઝાઝા પુરતણા સહુલોક ॥ રૂપતમ દેખીનેરે, સરવેને પ્રગટયો મન શોક ॥ માટે આ દાશીનીરે, અરજી લેજો ઉ રમાં નાથ ॥ રૂપ પ્રકાશીનેરે, તેડો સ્વામી મુજને સાથ ॥ ૬ ॥ મેં નીશ્ચે કર્યુંરે, સ્વામી કીધા તમને શીવ ॥ પણ મુજમાતનુંરે, દેખીજમાઈ બળે જીવ ॥ માટે સરવનુંરે, મનડુમાને મોહન જેમ ॥ પુર્ણ પરમાત્મારે, કરજો ઇશ્વર તનડુ તેમ ॥ ૭ ॥ મોટા ભા ગ્યથીરે, પામી શંકર જેવાનાથ ॥ ધન્યઘડી આજનીરે, આવ્યા

કમળા વર સંગાથ ॥ ૮ ॥

ચોપાઇ પછી પ્રકાસ્યું શીવજીએ રૂપરે, જાણે .અવનીના આવ્યા ભૂપરે; કંઠે સુવર્ણ મુંકતાના હારરે, પેહેરયો જસ્કશીના મુ રવાળરે; ॥ ૯ ॥ હાથે પાંચીને બાજુબંધરે, ધર્યો સોનાનો મુગટ સ્કંધરે: માંહી બરાસ કસ્તુરી બેહેકેરે, મુકતાફળની લટોરો લેહેકેરે ॥ ૧૦ ॥ ખભે ખેસ ઉપરણી ઓઢીરે, બેઠા પીળાં પીતાંબર પેહેરીરે; લક્ષ્મિ શીવને લુણ ઉતારેરે સતભામાજી સરવને વારેરે ૧૧ ॥ રૂક્ષમાણીતે મંગળ ગાયરે, રાધીકાજી તે રાજી થાયરે; જાબુવંતિતે હલમલ કરતાંરે, બ્રહ્માણી ઈદ્રાણી સંગે ફરતાંરે ॥ ૧૨ ॥ શીવરૂપ જોઇ સહુ હરખ્યારે, હીમાચળે જમાંઈને પરખ્યારે; પીયુ પત્નિએ પોંખવા આવ્યાંરે, ધુંશળમુશળ રવૈયો લાવ્યાંરે ॥ ૧૩ ॥ મેંનાનેમન હરખ ન માયરે, સહુમાનુની મંગળ ગાયેરે ॥ સરવે મોતીડે વધાવ્યારે, માહાદેવજી મોયરામાં આવ્યારે ॥ ૧૪ ॥ કંન્યા દાની હીમાચળ દેછેરે, શીવજીસંગે લાવો લેછેરે; આવ્યા નોતરમાં મોટારાયરે, ઉમીયાને પરણુ શીવરાયરે ॥ ૧૫ ॥ દેવે પરણ્યાની ક્રીયા કરાવીરે, બ્રહ્માવેદ ભણે ત્યાં આવીરે; સુભમંગળ પરત્યાંછે .ચારરે; વરકંન્યા જમ્યાં કંસારરે ॥ ૧૬ ॥ અતિઆનંદે પરણ્યા ઇશરે, સાથે જાનઇયા શ્રી જુગદીશરે ॥ આપ્યું દાનત્યાં રાયે અપારરે હસ્તી ઘોડાને ગરથ ભંડારરે ॥ ૧૭ ॥ પછે જુગતે જમાડી જાનરે આપ્યાં લવિંગ સોપારીને પાનરે ગાય ગાધરવ અપ્સરા ગાનરે છુટયા બંધથકી બંધીવાનરે ॥ ૧૮ ॥ હીમાચળ આવી પાયે લાગ્યોરે દોશ શિવજીકને માફ માગ્યોરે, નવ ઓળખ્યા અંતરજામીરે મેટી ચુક થઈ મુજ સ્વામીરે ॥ ૧૯ ॥ મારાં પુરણ પુન્યજ ફળીઆંરે શીવ સરખા જામાત્રજ મળીઆરે, પછી મળીઆ બન્યો અન્ય સરવરે મુકયો મનથી હીમાચળે ગરવરે ॥ ૨૦ ॥ રાયે જુગતીથી જાન વળાવીરે સંગેમોકલી પાર્વતી બાળીરે શીવજી પરણીને આવ્યા કૈલાસેરે સર્વે પધાર્યા નીજ અવાશસેરે ॥ ૨૧ ॥ એવો મહાદેવે વિવાહ કીધોરે માત પીતાએ લાવો લીધોરે જેકોઈ ઇશ્ય વિવાહ ગાશેરે તેને શંભુજી પ્રશન્ન થાશેરે ॥ ૨૨ ॥ સાંભળે જો કોઇ નર નારીરે તેની આશા પુરે ત્રીપુરારીરે, ગોવરધન આ વિવાહ કહેછે રે

શીવ શક્તિને શરણું રહેછેરે ॥ ૨૩ ॥ શોમનથ શીરે ઇષ્ટ દેવરે ક
રૂ તનમન ધનથી શેવરે, વિત્રા સાંભળીને નરનારરે બોલો સર્વે તે
જય જય કારરે ॥ ૨૪ ॥ વલણ. બોલો જય જય કાર સર્વે
સાંભળી શ્રોતા જનરે તુઠે ત્રિપુરારી તેહને કહું ગોવરધનરે । ૨૫ ।

## શોમનાથ મહાદેવનો ગરબો.

ધન્ય ધન્ય શોમેશ્વર માહાદેવ જગતના તાતછોરે લોલ.
કરતા શુક શનકાદીક શેવ પુરણ વિખ્યાત છોરે લોલ. ૧
વસે કૈલાસે કેશવરાય પારવતિના પતિરે લોલ.
કહુશું શિવજીની શોભાય જટામાં ગંગા સતિરે લોલ. ૨
નંદી ભ્રંગી ગણ બેસાથ ત્રીશુળ હાથે ધરેરે લોલ.
શોભે ભૂતપ્રેત સંગાથ જગતનાં દખ હરેરે લોલ. ૩
એવા શંકરને શીરનામુ હરિ સરણં રહારે લોલ.
જેથી પંચ પદારથ પામુ શીવ શીવ મુખે કહીરે લોલ. ૪
ટાળ્યાં કંઇક જનોનાં દુખ પાર કેમ પામીયેરે લોલ.
શરણાંગતને આપ્યુ સુખ એ અંતર જામીએરે લોલ. ૫
એવા શોમેશ્વરછે શીદ્ધ લસુંદ્રા ગામમાંરે લોલ.
આખા પ્રાંત મહી પ્રસિદ્ધ તરેનર નામમાંરે લોલ. ૬
દેવળ શોભીતું અપાર તેઊંચા ટેકરેરે લોલ.
ઉત્તર પાસે સરિતા સાર લુણી નામ વહેરે લોલ. ૭
દક્ષીણ બાજુકેરે ઠામ શ્રીરામચંદ્ર વસેરે લોલ.
રામક્ષેત્રછે તેનું નામ જોઇ હેડું હસેરે લોલ. ૮
ટાઢાં ઉનાં જળ તેમાંહ કેનીરમળ થાયછેરે લોલ.
સ્નાંન કરેછે જેજન ત્યાંયતો પાશ્રીત જાયછેરે લોલ ૯
મહીમા તેનો શું તહું ભાઇ શાસ્ત્રમાં શાખછેરે લોલ.
વાલમીક તણું વચન સુખદાઈ રામાવણે ભાખ્યછેરે લોલ ૧૦
એવા રામ કુંડ પ્રતાપ ઘણા જન તરી ગયારે લોલ.
જનમનણો ટાળે સંતાપ સહુ સુખીયા થયારે લોલ. ૧૧
જુવો જઇ કાશી કેદાર ગોકુળ મધુવનમાંરે લોલ.
દીઠાં જળ ઉનાં કોઠાર શું બ્રહ્મસદનમાંરે લોલ. ૧૨

રામચંદ્રે પોતે તેઠામ મુની માટે કર્યુંરે લોલ.
તેમુનીનુ શરભંગ નામ હરીએ દુખ હર્યુંરે લોલ. ૧૩
રામાયણ મધેતે વાત અરણ્યજ કાન્ડમાંરે લોલ.
અધ્યાય ત્રીજામાં સાક્ષાત નથી બ્રહ્માન્ડમાંરે લોલ. ૧૪
એવા રામક્ષેત્રની પાસ સોમથાન દેવછેરે લોલ.
પ્રત્યક્ષ પારખુ પામે વાસ સાચી શેવછેરે લોલ. ૧૫
શ્રાવણ માસે પુજા થાય બહુ વિધથી ત્યાંહારે લોલ.
જન ઝાઝા દર્શને જાય બીરાજે શીવ જ્યાંહાંરે લોલ. ૧૬
ભંડારા થાયે વ્યતિપાત વિપ્ર બહુ ત્યાં જમેરે લોલ.
ચાલે માનતા જગ વીક્ષાત જોઇ મનને ગમેરે લોલ. ૧૭
એવા દુઃખ ભંજનછે નાથ મન ચિંતવ્યું રેરે લોલ.
આપે પુત્ર અને ધન સાથ કષ્ટ પળમાં હરેરે લોલ. ૧૮
ગરબો કીધો આણી હેત જેગાશે પ્રીતથીરે લોલ
સ્વામી શોમેશ્વર સુખદેત ટળે પ્રાશ્ચિતથીરે લોલ. ૧૯
કીધો ગરબો રાખી મન ઠરીતે ઠામમાંરે લોલ.
કરે વિનંતિ ગોવરધન લસુંદ્રા ગામમાંરે લોલ. ૨૦

## શોમેશ્વર મહાદેવની લાવણી.

ધન્યશોમેશ્વ મહાદેવ, ઘણા જન કરે શેવ,
મને દર્શનની ટેવ હુંતો જોવા ગયો.
સહુ જો જો નજરે ધારી, દેવળની શોભા સારી,
સામા હનમંતની બલહારી. જોઇ ખુશી થયો. ૧
દેવળ ચુનાકચી કાવે, સહુ લોક દર્શન આવે,
જોઇ જોઇ મન ભાવે, મેં કર્યાં દર્શન.
દેરા વચ્ચે નંદિવાસ, ગણપતિ ડાબે પાસ,
સામે મંમાયાનો વાસ. હુંથયો પ્રસન્ન. ૨
ભોળો શોમનાથજી કાવે, બીજા નિળકંઠ સોહાવે,
ત્રીજા કુબેરજી મન ભાવે. શોભા સારી.
ભોળાશંભુને હું જાણું, શહુ જગમાં વખાણું,
પાસે રામજીનું ઠેકાણું, જાઉબલહારી.

રામક્ષેત્રરૂડા સાર, પાની ગરમ ઠંડાધાર,
નાહીધે થયા તૈયાર. એટલું કહું છું.
કરવાં ભોળાનાં દરશન, રામજીમાંરાખીમન,
નાહે નિરમળથયુ તન. મનમાં લહું છું. ૪
મોટું તળાવ પાસે સાર, ધર્મશાળા નિરધાર,
તું તો કરીલે વીચાર. ન્યારા જોઈને.
સામે બેઠાં બહુચરમાત, સહુ જગતમાં વીખ્યાત,
હું તો નમું જોડી હાથ મુજ ચીત પ્રોઈને. ૫
જાજ્ને બહુચરમાને દેરે, લોકો શ્રીફળવધેરે.
પિંપર આંબલીની તળે. બહુચરમાડી.
ગામથી ઉગમણીપાસ, બજરંગ બાળંદાનોવાસ,
માજી કાળકા તેનીપાસ, ચરણેનમું દાડી. ૬
આવ્યા ગામનીમોઝાર, ધર્મશાળાછે વિશાળ,
દુકાનોછે હારોહાર, શોભેસારી.
જોત્રામનમાં વીચારો, પાસે પાણીનોછે આરો,
ફળીયું સખીદાસનું ધારો, દેખોનરનારી. ૭
સામે મોઢવાડોસાર, બાજુભટવાડો નીરધાર,
ગામકેરી મોઝાર. મુજ દીલમાંલહું
ગામકેરીસોભાસારી, ખુશીથાઉ નજરે ધારી,
સામી ગોરનીછે બારી, મેતો જોયું સહું. ૮
કાશીદાસની ખડકી કાવે, ત્યાંતો અછી ગમત આવે,
કોઇ આવે કોઇ જાવે, મને લાગે પ્યારા
હું તો જોઈયયો રાજી, મેહેરકરજે તું માજી,
કહું તને પાયલાગી. જાઉ બલહારી. ૯
સારૂ લસુંદ્રાછે ગામ, રામચંદ્રજીનો ઠામ,
સોમનાથનો મુકામ. કરે સહુ દરશન.
કહે ગોવરધનદાસ જુના ભટવાડામાં વાસ.
રૂડા માહરૂદ્રનીપાસ. હું થયોપ્રસન્ન. ૧૦

# સમાપ્ત.